# ગુલી ગરીબ

અથવા

## દીકરા તે દોલત—કેળવે તે ભોગવે.

એક વાર્તા.

(ભાગ ૧—સફે ૧ થી ૧૧૨ સુધી.)

રચનાર

કેખુશરો નવરોજજી કાબરાજી.



મુંબઈ,
જ્હા. રૂ. રાણીનાના ગનજન પ્રેસમાં છાપીછે.

સને ૧૮૯૦ ઈસ્વી.

# ગુલી ગરીબ

અથવા

## દીકરા તે દોલત કેળવે તે ભોગવે.

---

### પ્રકરણ ૧ લું.

### દીનિયારજી દસ્તુર.

"ચા તૈયાર છે કે, ગુલી?"

"નહી, બાવાજી. સાંજની ચા તો બધાં પી રહ્યાં ને કીટલીમાંનો કુચો કહાડીબી નાખ્યો. કહો તો નવી ચા બનાવું."

"નહી દીકરી, રેહેવા દે. હું સરદીમાંથી આવ્યોછ અને સરદીમાં ફરીને પાછો જવુંછ, માટે હું ધારતો હતો કે જરા ચા પીવું તો અંગમાં ગરમી આવે. પણ——"

"પણ ત્યારે બાવાજી, નવી બનાવતાં વાર શી? પાંચ મિનિટથી વધારે નહી લાગશે. કકરા પડેલું પાણી તો તૈયાર છે. રંગ આવવાનીજ એટ્ટી."

"નહી નહી, ગુલી. એટલીબધી કાંઈ જરૂર નથી. પાંચ મિનિટબી વખતમાં અને જેમ વખત જાયછ તેમ અંધારૂં વધતું જાયછ. દોહડ બે કલાકમાં જમવાનો વખત થશે ને હમણા ચા પીવશ તો પછી જમતી વખતે પેટ દચકાઈ આવશે ને ભુખ નહી લાગશે."

"છતા સરદીમાં બાહાર જવોછ ત્યારે તો ચા પીનેજ સિધાવો, બાવાજી. તમોને ભુખ નહી લાગશે તો કલાક રહીને મોડું ...."

"નહી દીકરી, તારાં માના જીવને સારૂં નથી, ને મોડું જમવાથીજ એની તબીઅત બીગડેછ. તારી માને ચા પાઈ કે?"

"હાજી. આજે તેઓના માથાંમાં ઘોકો લઈ ઉઠયાથી તેપણ ચાર વાગતામાં ચા પીને ઉંઘી ગયાંછ કે જેથા જમવાને વખતે તમે આવો ત્યારે એક ઉંઘ ખેંચી કાહાડીને હોસ્યાર થઈ ઉઠે."

"ઠીક કીધું, ત્યારે તો હું જલદી જઈને જલદીથીજ પાછો આવુંછ. બિચારા લાલજીની વિધવા મારી પાસે આવીને પોતાની દીકરીનું દુખ રડી ગઈછ, તેને ઘેર જવાની મેં કબુલાત આપેલી છે, ત્યાં જઈને હું તુર્તજ પાછો આવુંછ. આવતાં આવતાં હું ગુલાબદાસની ગોમતીને ત્યાં જતો આવીશ. તે હતો ઓછવંપમરવા સુતેલી છે."

આમ કહી ગુલીના બાપ બાહાર જવા નીકળ્યા. તેઓ તુર્તનાજ બાહારથી આવેલા હતા. તે વર્શાદમાં ભીણાયલા હોવા છતાં કપડાં ઉતાર્યાં નહી હતાં, કે નહી તેના પગમાં પાણી પચપચી રહેલાં બુટ માહેલાં મોજાં સુકવવાનો વખત મળ્યો હતો.

"પણ બાવાજી, હું કેહેતાં ભુલી ગઈ" ગુલી યાદ કરીને બોલી.

"શું, દીકરી ગુલ?" તેનો પિતા બારણાના ઉંબર ઉપર પુછતો ઉભો.

"આપણો ફુલી આજે કેહેતો હતો કે આપણા ઘેરમાં ખરશેદજી એરગામવાળાના ખાલી ઓરડા ભાડે લેવાને ગૃહસ્થ ખુશી છે."

"હં? અને તે કોણ છે?"

"આપણા ફુલીનીજ સ્કુલનો કોઇ માસ્ટર છેજી. ઓ! ફુલીજ માળા ઉપરથી આવેછ તે તમોને કેહેશે."

"એ તો અમારો નવો ગણિતનો શિક્ષક છે, બાવા." ફુલો જે સ્કુલમાંથી આવ્યો તેવો માળા ઉપર પોતાનો કોથલો મુકવા ગ-યો હતો તે નીચે આવતાંનીવાર પોતાના બાપના પુછવાથી બોલ્યો. "તેને અમારા મેહતાજી મુંધટલાલને પુછતો મેં સાંભળ્યો કે કોઇના પેટાંમાં ભાડુત દાખલ રેહેવા લાયક મકાન બતાવવું. મેં ધાર્યું કે આપણા ઘેરમાં ખરશેદજીવાલા ખાલી ઓરડા તેને ઠીક પડશે તેથી મેં તેને પુછી જોયું અને તેણે આવવાની ખુશી બતાવીછ. તેણે તમોને મળીને વાત કરવા કહ્યુંછજી."

"પણ તે આપણા ભાડુત દાખલ આપણને પાળવે એવો છે?" બાપે પુછયું. "માણસ કેવો છે? સારો માણસ છે?"

"ઘણોજ સારો માણસ, સુરખી." ફુલીએ જવાબ દીધો. "તેને જોતાંનીવાર તે આપણને પસંદ આવે એવો ભલો માણસ છે. અમારી સ્કુલમાં માત્ર પાંચ દહાડામાં તે પલોટાઈ ગયોછ અને બધાંને ગમેછ."

"તેનું નામ શું?"

"ગુમાસ્તાનો ગાંધીભાઈ."

"તેને રાખશો, બાવાજી?" ગુલીએ પુછયું "જે પાંચ પંદર રૂપીઆ આપણા ખારી ઘેરમાં આવ્યા તે ખરા."

"હમણા હું કાંઈ કહી નથી શકતો." બાપે ચસમાની અંદરથી ભવાં ચહડાવીને જવાબ દીધો. "તે આવે, મળે, વાત કરી જોઇયે, પછી વિચાર કરીશું."

અને એટલો જવાબ આપી દીનિયારજી દસ્તુર બાહારનો દરવાજો વાંકો કરી પોતાના દયાલુ કામ ઉપર વીદાય થયા.

"તેં શું નામ કહ્યું, ભાઈ ફુલી?" બાપના જવા પછી ગુલીએ લગાર અંદેશા ભરેલે ચેહરે ભાઇને પુછયું "નામ શું?"

"કોણનું નામ?"

"આ ગૃહસ્થનું? તારી સ્કુલના એ નવા માસ્ટરનું?"

"ગુમાસ્તાનો ગાંધી. હું તેની વધારે ઓળખ જાણતો નથી."

"કોણ હશે! બાવા તેને પેટાંમાં રાખશે, કે? રખે ભલા માણસ ખરશેદજી એરગામવાળાની પેઠે કપડાંની કસર કરે ને ફાટેલાં મોજાં મને ને મનેજ રફુ કરવા આપે?" ગુલી હસીને બોલી. "તારા માસ્ટર કોઈ બુઢેમીયાં છે કે, ફુલી?"

"અરે ઘરડા ખખ, ડાહડીવાળા ઝારસ!" ફુલી હસીને બોલ્યો. "બોહિયાં જેવા પેટવાળા એક ફરએ હાથી સરખા ને નિદારપર કે ચકડાંની ફ્રેમવાળો ચસમો ચહડાવીને આવતો જોઇને તમે બિશુધ રખે થાવો, બેહન? પણ આપણા બાવાના બાપ જેટલો તો ઘરડો નથી હો."

"ત્યારે તો તે હંસી વર્ષનો ડોસો હોવો જોઇયે." ગુલી પણ હસતાં બોલી. "એવા મોટાબાવાને તું ક્યાંથી લાવ્યો, ફુલી? ઘરડા ડોસાની ચાકરી તો નહી થાય. ખરશેદજી એરગામવાળા બુઢા ખખ લાગતા હતા, જોકે તેવણની ઉમર ઝાઝી નહી હતી. તેવણ કરતાં વધારે ઘરડો ભાડુત આપણા પેટાંમાં નહી પરવડશે."

"એરગામવાળા? અરે તેવણ તો ગુમાસ્તાવાળા આગળ એક બચ્ચું જોઈ લેવા."

"અને તોપણ એરગામવાળા પચાસ વર્ષના હતા."

"ઉડતાલીસ વર્ષ. પણ મારા માસ્ટરને તેથી બમણા ધારી લેજો, ગુલ." ફુલી વળી હસીને બોલ્યો. "તમોને તો બેહન તેની આગળ બેસીને ખવડાવવું પડશે ને તેના હાથ ધોવડાવવા

"બચ્ચું રે! હું તો એ વેઠ નહી કરૂં." તેજ વખતે ઘડિયાળમાં સાતની ટકોરી થવાથી ગુલી રાંધણીમાં ખાનું ગરમ કરવા જતાં છછનીને બોલતી બોલતી ગઈ; અને ફુલી ભાંયતલીએની ખડકીવાળાં દિવાનખાનામાં, જ્યાં આ વાત ચાલતી હતી ત્યાંજ, પોતાની ચોપડી લઈ આજના લેસનનો પાઠ કરવા બેઠો, પણ બેહેનને કેવી બીહીકથી બેહકાવી તે વિષે તેનું હસવાનું બંધ થયું નહી.

દીનિયારજી દસ્તુર પુરાતન ભરૂચના એક પુરાતન દસ્તુર ખાનદાનના ચેરાગ હતા. તેવણ મોબેદ હતા, પણ બીજા મોબેદોની પેઠે ધર્મગુરૂના ધંધાને તેવણે છેલી સલામ કરેલી હતી, અને તે ધંધાની સફેદ ઇધાણી તેવણે માથા ઉપરથી કાહડી નાખી ધોળીને બદલે કાળી પાઘડી બાંધી હતી.

જેમ બાપદાદાનો ધંધો તેમજ બાપીકું વતન પણ દીનિયારજી દસ્તુરને છોડી ધંધાઅનસરે દુર જવું પડયું હતું. પણ ભરૂચથી તેવણ ઘણા દુર નહી હતા. જ્યારે ઉપલી વાત ચાલીછે ત્યારે તેવણ અમદાવાદમાં રહેલા હતા, કે જ્યાં આજ વીસ વર્ષના તેવણ ધંધે લાગેલા હતા. અમદાવાદના તેવણ એક જુના રેહેવાશી અને આબરૂદાર શેહરી થઇ પડયા હતા. આંહી તેવણ વીસ વર્ષના વસેલા, આંહીજ તેવણનાં ધણીઆણી "બાયલાં જનેલાં," આંહીજ તેવણનાં બચ્ચાં શિખી ભણીને મોટાં થયલાં હતાં.

જોકે આ દસ્તુર ખાનદાનના દીકરાએ ધર્મગુરૂનો ધંધો છોડી દીધેલો હતો તોપણ તેવણનો ધંધો એક લેખે ધર્મનોજ હતો. તેવણ એક ધર્મખાતાં સાથ ધંધામાં જોડાયલા હતા અને પોતે એક પારસી ધર્મગુરૂ કુલમાં પેદા થયલા, એક હીંદુ ધર્માદા કામમાં નોકરી બજાવતા હતા. મરનાર કરોડપતિ એક સાહુકાર કરમચંદ હરખચંદના કાહડેલાં મોટાં સદાવરત ખાતાંના તેવણ કારભારી હતા, જેમાં પેહલવેહલા અમદાવાદ આવ્યા ત્યારથીજ તેવણ એ ધર્મખાતાંના ટરસ્ટીઓના હાથ નીચે કામે લાગેલા હતા.

દીનિયારજી દસ્તુર દોલતમંદ નહી હતા, જોકે એક મોટી દોલતનો તેવણ કારભાર ચલાવતા હતા. વર્ષ દહાડે રૂપીઆ હજાર પચીસનો ખર્ચ તેવણ ખાતાંના વ્યાજમાંથી ચલાવતા હતા, પણ તેવણનો પગાર માત્ર રૂપીઆ દોહડ સોનો હતો. આ મોટી પુંજીના વહીવટમાં તેવણ ચાહત તો પૈસાદાર થઈ શકત—કેટલાક દોલતમંદો ધર્મખાતાંઓ ચલાવતાંજ દોલતમંદ થયાછે; ધર્મખાતાંઓની પુંજી તેઓ પોતાની કરી સમજેછે અને પોતાની સગવડ પ્રમાણે વાપરેછે.

પણ એમ પોતાનું અંતઃકરણ વેચીને દોલત મેળવવાનું દીનિયારજીને પસંદ નહી હતું. પ્રમાણીકપણું, જેથી ગરીબાઈ વચે પોતાનું દિલ સાફ રાખી શકતા હતા, એ તેવણનું મોટું સુખ હતું. અને તેવણ ટુક આમદ ઉપર સંતોષી હતા એટલે પોતાને મનથી દોલતમંદ હતા. અમદાવાદ જેવાં સુકાલિયા શેહરમાં એક નાના કુટુંબ સાથ ગુજારો ચલાવવાને રૂપીઆ દોહડસોનો પગાર દીનિયારજી દસ્તુર જેવા સંતોષી માણસને અમનથી ઘણો હતો—જોકે કોઈ લોભી માણસને એટલો પગાર થોડો પડત.

તેવણ લાલજીની વીધવા અને ગુલાબદાસની ગોમતીને આજે તેમના ઝૂપડામાં મદદ પોહચાડવા ગયાછે તે આ ધર્મખાતાંને લગતા પોતાના ઓધાની રૂહે ગયાછે. અને એવા "ધર્મના ધકેલા" તો તેવણ રોજના ખાતા હતા. એવાં તો ઘણા ગરીબોને મી૰ દીનિયારજીથી આશ્રય હતો. તેવણની જાણમાં આવ્યા પછી કોઇપણ નિરાશ્રીત [illegible] સહાય[illegible]નો ઓશિયાલો રેહેતો નહી હતો. દીનિયારજીના આવાન આં[illegible]સો હતો અને તેના હસ્તા ચેહરાની હાજરીથીજ દુખિયાં ગરીબો પોતાનું અરધું દુઃખ ભુલી જતાં હતાં.

ખરૂં છે કે આ મેહનત ભરેલી નોકરીના બોજા તલે દીનિયારજી દસ્તુર હવે કમરમાંથી વાંકા વલી ગયા હતા. આ રખડ અને રગડ ભરેલી ગરીબોની દાદખાહીમાં દોડી જ-

વાને તેવણ આગળના જેટલા હવે શક્તિવાન નહી હતા. તેવણ હવે સાઠ વર્ષનાં વજતાં પાણીની વચે પોંહચ્યા હતા, કે જે વયમાં તેવણને આરાઆરામની જરૂર હતી.

પણ કમશક્તિ છતાં દીનિયારજી હજી પણ આ ભલાં કામની મેહનતને માટે ખંતી અને ખુશી હતા. પોતાના દીકરા દીકરી સાથની ઉપલી વાતચીતને દહાડે તેવણ વર્શાદમાં અને કીચલમાંથી ઘણુંક ચાલીને આવ્યા હતા અને ઘણુંક ચાલવા પાછા ગયા હતા. માણક પોલની તેવણની "આફીસ" માંથી અમદાવાદના "કરંજા" સામેનાં એક ઘેરમાં જ્યાં તેવણ રેહતા હતા, ત્યાં ચાલીને આવતાં તેવણને ઘણીક સાંકડી ગલીઓ પસાર કરવી પડી હતી કે જે ગલીમાં તે દહાડાના મારમારના વર્શાદથી ભરાયલું ઘુંટીપુર પાણી ઓસડી જવા છતાં હજી ઘણાંક ખાબોચિયાં રહી ગયાં હતાં અને ઘણાંક ખાબોચિયાંમાં દીનિયારજીના પગ પડયા હતા. અંધારામાં આંખે બરાબર નહી દીસવાથી અને શેહેરના ખરાબ રસ્તાથી, તેવણ ઘેર આવ્યા ત્યારે, તેવણનાં બુટમાં ઘામટ થયલું હતું અને મોજાંમાં પાણી પચપચી રહ્યું હતું, અને તોપણ તેની દરકાર ન કરતાં તેવણ પોતાનાં ગરીબ ઘેરના પેટામાં એક ભાડુત રાખવાની સેજ વાત કરીને બે વાખાના મારેલાં ગરીબોની મદદને માટે પાછા નીકળી પડયા હતા.

તેવણ ગરીબોના મદદગાર હતા, પણ ઉપલી સઘળી ખીના તેવણની પોતાની ગરીબાઈની અચુક ધધાણીઓ માત્ર હતી. વાંચનારી બાનુઓ આગળ જાણતાં જોશે કે ગુલી "ગુલી ગરીબ" દાખલ ઓળખાતી હતી, પણ તે બિચારી બાપેદાદે ગરીબ હતી.

---

## પ્રકરણ ૨ જું.

## ગુલી.

દીનિયારજી દસ્તુર ગરીબ હતા, પણ તેવણનું ઘેર સુખાકારી ભરેલું હતું. અમદાવાદની જેલવાલો કીલ્લો અને તેની સામેની મોટી ભાગોળની વચેના કરંજાવાલા ખુલ્લા મોટા ચોકમાં એક નાના બંગલારોકાં ઘેરમાં તેઓ રેહતા હતા. તે ઘેર એક છેડે આવ્યાથી કરીને ત્રણ બાજુએથી તદન ખુલ્લું હતું અને ચોથી બાજુ પણ ચોકને લીધે ખુલ્લીજ હતી. બાહેરથી એક નાનો દરવાજો અને ચોક હતો, તે પછી ... ઓટલા ઉપરથી ખડકીના માહેલા ભાગમાં જવાને બારણું હતું, ત્યાં હેઠલ વચેવચ એક દિવાનખાનું અને આજુબાજુ બે ઓરડા હતા; તથા બંગલાને એક માળો હતો, તેમાં ઓટલાને મથાલે દિવાનખાનું અને પછવાડ બે ઓરડા હતા.

દીનિયારજી દસ્તુરના કુટુંબને માટે આ ઘર નાનું નહી હતું તેમજ તેનું ભાડું મોઘું નહી હતું. અને તોપણ તેમાં પેટામાં ભાડુત રાખવા જેટલી જગ્યા ફાલતુ હતી અને ભાડાંમાં જે ઉગાણો થાય તે દીનિયારજીના ગરીબ સંસારને માટે ફાયદા ભરેલો હતો. માળા ઉપરના દિવાનખાનાની પછવાડના બે ઓરડા આશાનીથી ભાડે આપી શકાય એવા હતા, પણ જુદું રસોડું કે બીજી સગવડો જુદી નહી હોવાથી કોઈ પણ કબીલદાર ભાડુત રખાય એમ નહી હતું. કોઈ આબરૂદાર એક કે બે છુટા માણસો, જે દીનિયારજીના કુટુંબ સાથજ વસે અને કુટુંબ સાથજ ખાયપીએ એટલા આબરૂદાર હોવા જોઇયે, તેનેજ પેટામાં ભાડુત રાખી શકાય એમ હતું.

ખરશેદજી એરગામવાલા એવાજ એક આબરૂદાર ભાડુત હતા. તેવણ સાથ દીનિયારજીએ પોતાના કુટુંબ સહીત સુખ સંપજમાં પાંચ વર્ષ ગુજાર્યાં હતાં. તેવણ અમ-

દાવાદમાં બીજા વર્ગના માજીસ્ટ્રેટની પદવી ધરાવતા હતા અને દીનિયારજીના કુટુંબ સાથ એટલા પળોટાઈ ગયા હતા કે તેવણનાં ધણીઆણીએ અને કુટુંબે પોતે ખાએશ કરીને ખરશેદજીના બચરવાલ ખટલાને સુરતથી કોઈ કોઇવાર તેડાવી પોતે પોતાના ઘેરમાં અગવડ ખમીને રાખ્યો હતો. પણ સરકારી એક મોટા ઓધા ઉપર તેવણની અમદાવાદથી બદલી થવા પછી તેવોજ કોઈ બાહુત આબરૂદાર મળે તેની દીનિયારજી શોધમાં હતા.

ગુલી તેવણની વડી દીકરી હતી. પોતાના દીકરાઓ બાપની મગરૂરી ગણાયછે, પણ સારી દીકરીઓ એક બાપની વધારે મોટી મગરૂરી છે. દીકરાથી કુલ દીપેછે અને નામ શોભેછે, તો દીકરીથી ઘેર શોભેછે અને સંસારનું સુખ વધેછે. અને આપણી ગુલી ગરીબ એજ પ્રમાણે દીનિયારજી દસ્તુરને મગરૂરી પેદા કરે એવી દીકરી હતી.

ગુલીની મા બિચારી ગુલીના જન્મથીજ માંદી હતી. બચ્ચાંને જન્મ આપતાંવારથીજ, બલકે બચ્ચાં માતા પેટમાં હોયછે ત્યારથી માતાની મુસીબતો શરૂ થાયછે, "મારી મા બિચારી મને જન્મ આપવાની માંદગી ભોગવેછે" એ ખ્યાલથી ગુલી પોતાની વ્હાલી માને વીશેશ ચાહેછે.

માની બીજમતમાં ગુલી રાત અને દિન તનમનથી લાગેલી હતી, પણ વળી એજ કારણ—માતાની માંદગી—ને લીધે દીનિયારજીના ઘેરની કરતીકારવતી કારભારણિ, ઘેરની ગોયા ધણીઆણી ગુલીજ હતી. સઘળો ખર્ચ ગુલીના હાથમાં હતો, સઘળી માલમતાની રખેવાલ ગુલી હતી, સઘળા હુકમ આપનાર અને વરદીઓ કરનાર, ઘેર સોજ્જુ રખાવનાર, બજાર મંગાવનાર, ખાનું સારૂં રંધાવનાર, સઘળું કામ તપાસનાર ગુલી હતી, ઘરડાં મા બાપનો આધાર, જુવાન ભાઈ બેહનનો બચાવ સઘળો ગુલી ઉપર હતો.

ખુબ પડજે તે કમબખ્ત મા બાપોના હીણા નસીબ ઉપર કે જેઓ દીકરાનીજ ઉમેદ બાંધેછે અને જેઓ દીકરીઓથી નાખુશ થાયછે. જેને ત્યાં દીકરી હોય નહી તે દીકરીના—એક નેક, કેળવાયલી, વફાદાર, વહીવટદાર, ઘેર શોભિત દીકરીના—એક ગુલી ગરીબ જેવી દીકરીના આશિર્વાદ જાણે શું?

ગુલી દીનિયારજીની વડામાં વડી દીકરી હતી. તેની ઉમર હજી ભર જુવાનીની શરૂઆત ઉપર હતી. તે અઢાર વર્ષની બાળ-જુવાનીના જોબનના બાહારમાં ખીલતી એક કલી સમાન હતી, તો જોકે ડહાપણ અને અનુભવથી તે પોતાની ઉમર કરતાં વડી લાગતી હતી અને મા બાપના ઘેરનો કામનો બોજો ઉપાડવાથી તે પોતાની ઉમરકરતાં વધારે વડી દેખાતી પણ હતી. તેણે જ્યારે માત્ર અઢાર દિવાલી જોયલી હતી, ત્યારે લોકો તેને વીસ બાવીસ વર્ષની ધારતા હતા એટલી તે વેઠ તલે વલી ગયલી અને અકલમંદીને એખત્યાર થયલી હતી.

ગુલી ખુબસુરત હતી એટલુંજ કેહવું તેની સિફતમાં બસ થશે. તે નાજુક દેખાવની પણ મજબુત બાંધાની, નાજે અદાવાલી અને તોપણ કસાં ડોલ દમામ વગરની, પતલાં કદની પણ ઉંચી અને કદાવર, સુખી અને તનદરોસ્ત હતી. તે ખુબસુરત હતી પણ ખુબસુરતી ઉપર મગરૂર નહી હતી. તે કુદરતી નખરાંદાર એક નાજનીન હતી પણ નાજ નખરાં હુનરથી દેખાડવાનું તે ડોલ કરતી નહી હતી. તે સાદા પોશાકમાં સુંદર દીસતી હતી, અને ઘેરમાં સારી કછાટીને કામ કરતાં યા ઘેરની બાહેર શણગાર સજીને ફરતાં તેની મરોરદાર ગરદન અને કમાનદાર [illegible] તના કોમળ અંગને પોતાની વાંકથી અને પેચથી એકસરખી જેબ [illegible]. તેના ગોરા ગાલ ઉપર તાજો ગોલાબ હંમેશ બિરાજતો હતો, અને તેના સદાના હસતા ચેહરા ઉપર તેનું અનિયારૂં નાક તેના રમેતાના ખુશ મીજાજની ગવાહી આપતું હતું.

દીનિયારજી દસ્તુરના એક બીજાં ફરજંદથી વાંચનારી બાનુઓ વાકેફ થઈ ચુકાં

છે, તે તેવણનો દીકરો ફુલી હતો. એ ગુલીની પુઠનો એક સોલ વર્ષનો જુવાન છોકરો હતો, જે હજી તો અમદાવાદની હાઇ સ્કુળમાં શિખવા જતો હતો, પણ જેનો તનદરોસ્ત બાંધો, સીધું કદ, ચંચલ ચેન, ચાલાક સ્વભાવ, પોહલી પેશાની અને ઉદ્યોગી પ્રકૃતિ સઘળું તેના ભવિષ્યને માટે આશા આપનારાં હતાં.

ગુલીને ખાનું ગરમ કરાવતાં ઝાઝીવાર લાગી નહી અને તે પોતાનો ભાઈ ફુલી જ્યાં પાડે બેઠો હતો ત્યાં થોડીવારમાં પાછી આવી લાગી.

"ફુલી, મને તારી દયા લાગેછ." ગુલી તેને ચીહીડવવા બોલી, કેમકે આ ભાઈ બેહુનો વચે મશ્કરી મજાખનો છુટથી એખનાસ હતો. "બિચારો કેવો એકલો બેસીને ઝુરિયા કરેછ, જ્યારે નવલ અને દીની પડોશના સુનાબાઇને ત્યાં આદરણીમાં કેવી ખાવાપીવાની મજાહ કરતાં હશે!"

"તમે મને ચીહીડવોછ, ગુલાં." ફુલી લગાર ખીજવાયો "પણ એ પડોશની સુનાબાઇને હું કાલનેકાલ પુછીશ કે મને શું જોઇને આદરણીના જમનમાં તેડું નહી કીધું."

"હું તો મશ્કરી કરૂંછ, ફુલી." ગુલી હસીને બોલી, "તું કાંઈ બાયળો છે કે આદરણીમાં બૈરાં સાથ જમવા જાય? હવે તું મોટો થયો, માટે આપણાં નાના ભાઈ બેહનોનેજ ત્યાંનું તેડું આવે અને તેઓથીજ જવાય."

"હાજી. તમોને સુનાબાઇએ તેડું કીધું તેથી તમે તેની પક્ષ તાણોછ."

"હું તેડું છતાં ગઈ નથી, પણ તું તેડાં વગર જવા માગેછ. હું જાવું તો ઘેરમાં માતાજીની આગળ કોણ? હું કામ સંભાલવા ઘેરમાં રહીછ પણ તારે હમણાં શિખવાનું કામ તારે સંભાલવું જોઇયે, તે છતાં તું આદરણીઓમાં વગર તેડે જમવા જવાને તૈયાર થયોછ! છટ, આલસુ છોકરા!"

વડી બેહનની આ શિખામણે ફુલીને તુર્તજ ચૂપ કરી દીધો, પણ આ ચૂપકીદી જરાવારમાં ભાંજી નાખવાને બાહેરના દરવાજાનું બારણું ઠોકાયું. ખચીત દીનિયારજી તો એ બારણું ઠોકતા નહી હતા, કેમકે તેવણ તો દરવાજાની નાની બારીમાંથી પોતાની મેળેજ અંદર આવતા હતા.

"એ કોણ ઠોકતું હશે?" ગુલીએ ફુલીને પુછયું.

"મારી ખાતેરી છે કે મારા માસ્ટરે આવ્યા હશે." એમ બોલતાં ફુલી લાગલોજ દરવાજા ઉપર ગયો અને ગુલી ચપલ પગલાં સાથ ઓટલાપેર દોડી ગઇ.

ખરેખર તે ફુલીનો માસ્ટરજ હતો, જેને ફુલી દરવાજો ઉઘાડી અંદર લાવ્યો.

"ગુલી, મારા માસ્ટર મી૦ ગાંધીભાઈ ગુમાસ્તાના." ફુલી ઓળખાણ કરાવતો તેને ઓટલા ઉપર લાવ્યો. "એ મારાં વડાં બેહન ગુલબાઈ, સાહેબ."

---

## પ્રકરણ ૩ જું.

## ગુમાસ્તાનો ગાંધી.

અજાણાઓની આગળ ગુલી સદા ગંભીર રેહેતી હતી, પણ આ માસ્ટરને જોવાથી ગુલીની સદાની ગંભીરાઈ વખોડાઈ. તે હસવા પડી ગઇ; અજાણાઓ આગળ નહી ઘટે, તેમના મનમાં માઠું આવે તેમ હસવા પડી ગઇ.

ખચીત ફુલીએ કેહેવા મુજબનો તે કોઈ બુઢો ઝારસ નહી હતો—તે કોઇ હેંસી વર્ષનો ખખરી ગયલો ડાસો નહી હતો. આ તો કોઈ પચીસ છવીસ વર્ષનો એક કદાવર, સોહામણો જુવાન હતો. જેને સેજ મુછ ઉગેલી હતી, જેને મરોડથી આંકડા વાળેલા

હતા, પણ તે સિવાએ તેના ચેહરા ઉપર ઉમરની ઈંધાણી બીજી કશી નહી હતી. એક ચીમરાયલા ચેહરા ઉપર કરચલી વલી ગયલાં કપાલને બદલે એક ખુશ ચેહરા ઉપર હસતા હોઠ, પોહલી પેશાની, કાળી આંખો અને તેજી પ્રભાનો એક ચાલાક જુવાન ઓટલા ઉપર ઉભો હતો.

"જોયું? હું કેટલી ઉલટથી તમારી ફરમાસને માન આપી તમારા બાવાને મળવા આવ્યોછ તે?" ફલીનો હાથ હલાવતાં અને ગુલી તરફ વાંકો વલી નમતાં ખુશ આવાજ અને ખોલ્લાં દીલથી તે બોલ્યો.

ગુલીએ તેના નમનના ઉતરમાં પોતાનું ડોકું નમાવ્યું, પણ તે હજી ગુચવાડામાંજ ઉભી રહી કે ગુમાસ્તાનો ગાંધી ખરેખર એજ હશે કે કોઈ બીજો? તેને ઘરડો ખખ કલ્પો ત્યારે ફલીએ તેની મશ્કરી બનાવી હતી? કે હમણા તે આ જુવાનને ગાંધી લગે ઓળખાવેછે ત્યારે મઁજાખ કરેછે?

"તમેજ ગુમાસ્તાના ગાંધીભાઇ કે, સાહેબ?" અંતે અંદર આવતાં આવતાં ગુલીએ હિમત કરીને પોતાન ખોલ્લાં દીલની સાંદાઈથી પુછયું.

"હાજી, હુંજ ગાંધીભાઈ." તેણે સભ્ય જવાબ દીધો. "હું દીનિયારજી શેઠને મુલાકાતની મેહેનત આપવા આવ્યોછ, તેવણને મળવાની મને રજા છે?"

"અંદર આવોજી. બેસોજી." ગુલી જલદીથી એક ખુરસી લાવીને બોલી. "બાવાજી બાહાર ગયલાછે. પણ તેવણને આવતાં વાર લાગશે નહી."

"ગુલી, એવણ કયાં છે તે કહી ગયાછ?" ફલીએ પછયું.

"હા, બિચારા ગુલાબદાસની ગોમતી ઘડીપલ છે તેને કાંઇ દવા આપવા ગયાછ. ત્યાં નહી હશે તો લાલજીનો વીધવાને ત્યાં તો જરૂર હશે."

"ત્યારે હું એવણને બોલાવી લાવું." ફલી તુર્તજ ઉઠતાં બોલ્યો "માસ્ટર સાહેબ, બેસજો, હું હમણા બાવાને તેડી લાવુંછ; અને તેટલાંમાં મારાં બેહન તમોને સઘળી હકિકતથી વાકેફ કરશે."

ફલી વર્સાદમાં ભીંગાતો દોડયો—જોકે તેને તેમ જવાની જરૂર કાંઈ નહી હતી, પણ તેને ઘેરની બાહાર રખડવાનો શોખ હતો તેમ આ બાહણું મલ્યું—અને ગુલી મી॰ ગુમાસ્તાથી જરા દુર એક ગાલીચો ગુંથતી વાતે બેઠી.

"દિલગીર છું કે માયજીબી ઉંઘેલાં છે. તેવણને હંમેશ આ ટાઇમે માથું દુખેછ, માટે જરા ઉંઘેછ. રોજ તે રાત્રે નરમ પડેછ. તોપણ જે કાંઇ પુછવું હોય તે મને પુછશો તો હું ખોલાસો કરીશજી."

"તમારા ભાઇએ મને સમજણ પાડી કે તમારા બાવા ઘેરમાં એક અજાણાને ભાડુંત દાખલ રાખવાને નાખુશ નહી થશે." ગાંધી બીહતાં બીહતાં બોલ્યો કેમકે આ ઘેર, તેમાંની આ ગોઠવણ, તેમાંનાં આ વસનારાંઓ કાંઈ પૈસાના ગરજાઉ હોય એમ તેને લાગ્યું નહી.

"હાજી, કોઈ સારૂં ભાડુત મળે તો અમે રાખવાને ખુશી છીએ." ગુલી બોલી. "અમારા ઘેરમાં બે ઓરડા ફાલતુ છે અને જો કોઈ સારૂં ભાડુત મળે તો જરા બાવાજીને સોહવાઈ જાય એવું તેવણ ચાહેછ. અમારી સાથે એક ગ્રહસ્થ રેહેતા હતા. એરગામવાલા ખરશેદજીને તમે ઓળખતા હશો. તેવણ અંહી સેકંડ ગ્રેડ ફુલ પાવર માજીસ્ટ્રેટ હતા. તેવણની ગયા એપ્રેલમાંજ બદલી થઈ ત્યારના અમારા ઓરડા ખાલી છેજી. પણ કદાચ તમોને જગ્યા ગમશે નહી. જરા મુકલી છેજી."

"મારી ખાતરી છે કે મને ગમશે." ગાંધીએ તે એકરાર કીધો. "મને એકલા જીવ સાથ મોટી જગ્યા જોઇતી નથી. અગરજો દીનિયારજી શેઠ મને આસરો આપે તો હું પોતાને મોટો ભાગ્યવાન સમજીશ."

"અમારે તો ગરીબ સંસારે સાદું માદું રેહેવાનું છેજી." ગુલીએ ખોલ્લાં દીલથી બો-

ખાસો કીધો. "બપોરના એક વાણીનું ગોસ્ત, રોટલી ને ચાવલ—રાતના એક તરકારીની વાણી, એક સુકી વાણી, ને એક જાતનું પુડીંગ યા કેક એટલું અમારૂં ખાવાનું છેજી. કોઈ વખતે સારી માછલી મળેછ તો તે ઘણી મોંઘી નહી હોય ત્યારે લઈયેછ, ને કાંઇ સારો રૂડો દહાડો હોય ત્યારે કાંઈ ફ્રુટમાં મોજ કરીએછ. બાવાને વાણીઆ લોકના બરફી પેંડાનો ઝાઝો શોખ નથી જી."

"તે તો મને પણ નથી. તમારા શોખ મને બધા પસંદ છે. હું પણ સાદુંજ ખાનારો છું." ગાંધી હસીને બોલ્યો "મીષ્ટાનમાં મીષ્ટાન મને પણ પુડીંગજ ગમેછ. પુડીંગ તમે હાથે રાંધતાં હશો?"

"હાજી, અમારે ત્યાં કૂક તો છે," ગુલી નિર્દોષ મગરૂરી સાથ બોલી. "પણ બાવાને તેને હાથના કરતાં મારે હાથનું પકાવેલું પુડીંગજ શું પણ બીજું બધું ખાનું ગમેછ. તમારે વાસ્તે અમારો કૂક પકાવશેજી."

"નહી નહી. અગરજો તમારા બાવા મને ભાડુત રાખવાની નવાજશ કરે તો હું તમારા કૂક પાસે માત્ર એટલાજ માટે રંધાવું કે મારી ખાતરજ તમોને પકાવાની મેહનત પડે તે ઠીક નહી." ગાંધીએ ઘણોજ લાયક જવાબ દીધો. "બાકી જો મારો પોતાનો શોખ પુછો તો હુંબી કૂકનાં લેહેજતદાર પકવાનો કરતાં ઘેરનાં બૈરાંનું સાદું ખાનું વધારે શોખથી ચાહુંછ."

"હું ધારૂંછ કે બાવા તમોને ઓરડા આપવાને ખુશી થશે." ગુલી સાવચેતી અટકલી, જ્યારે તેણે જોયું કે આ અજાણ્યો જુવાન છતાં કોઈ શોકીન ફાંકડો નથી પણ સંગીન સમજ ધરાવનારો છે.

"મારાં મા નથી, બાપ નથી, ભાઈ નથી કે બેહન નથી," ગુમાસ્તાના ગાંધીએ વધારે છુટથી વાત કરવાની હિંમત ચલાવી. "હું એમ કહું તો ચાલે કે મારાં સગાં વ્હાલાં કોઈ નથી, કેમકે જે એકજ સગો મારો છે તેણે મને સગાઈમાંથી બાતલ કીધોછ. જે ઘણી પેસાથી સુખી હોય, પૈસે ટકે સુખી હોય અને વળી માતબર સગાંવ્હાલાંથી સુખી હોય તે ઘણી કેવા ભાગવાન હોવા જોઈયે!" આમ બોલીને ગાંધીએ ગુલી ગમ જોયું.

"પૈસા ટકાની વાત તો કોણ જાણેજી," ગુલી પોતાના ગુંથવાના ગાલીચામાંથી ગાંધી તરફ જરા નજર કરીને બોલી "પણ મારાં અતલગનાં સગાં વ્હલાંઓ નહી હોય તો હું જીવી શકું નહી એમ મને લાગેછ."

"તમારો કુબીલો મોટો હશે?" ગુમાસ્તાએ ટુકમાંજ પુછ્યું.

"ઘેરમાં અમે છ જણ છીએજી. બાવા અને માય ને ચાર છોકરાં. હું વડામાં વડી છું, મારી નાનામાં નાની દીની નામના બેહેન છે. ફ્રૂલી અને નવલ, એમ બે બેહનોની વચલા બે ભાઈઓ છે. ફૂલીને તો તમે ઓળખોછજી. નવલ અને દીની આજ પડોશીને ત્યાં આજરણી ખાવા ગયાંછ. મનેબી તેડું તો હતું પણ હું જઈ શકી નથી."

"તમારી પલેજર ગઈ તેથી તમે નાસીપાસ થયાં હશો?" ગાંધીએ હસીને પુછ્યું.

"અલબત્તાં મેં એક પલેજર ખોહી, પણ હું આજારી માયને મુકીને કેમ જાવું? મારાં માની ચાકરી કરનાર હું એકલીજ છું. મારાં ભાઈ બેહન સ્કુલે જાયછ ત્યારે ઘેરમાં તપાસનાર હુંજ એકલી રહી."

"તમારી બેહન દીનબાઈ શું શિખેછ?"

"મિશન સ્કુલમાં જાયછ અને ઈંગ્રેજી ચાર સ્ટાન્ડર્ડ વેર શિખીછ. મારા બાવા મારી દીનીને ડાકટર બનાવા ચાહેછ."

"અને તમોને?" ગાંધીએ અચબુચ પુછ્યું. કદાચ કોઇને આ સવાલથી ગુસો લાગે.

"મને બાવાએ ઘેરના કારભારમાં નાખીછે" ગુલીએ જરા ગુસા વગર ભોલાં દિલથી જવાબ દીધો. "મારે ઘેરમાં રહીને માયજીને મદદ કરવી જોઈયે અને એ પણ ઘણી રોકાનનું, ઘણા ધ્યાનનું, ઘણી મેહનતનું કામ છે. મેં કાંઈ ઉમદા કેળવણી લીધી

નથી, સિવાએ ઈંગ્રેજી કેળવણી કે જે કદાચ તમે ઉમદા કેળવણી નહી ગણશો."

"હું તે ઉમદા ગણુંછ." ગાંધીએ તુર્ત તેને ખાતરી આપી. "મારી ખાતરી છે કે તમારા બાવા તમોને પુખ્ત કેળવણી આપ્યા વગર રહ્યા નહી હશે."

"મને વિદ્યા હુનરો તો નથી આવડતા, તોપણ કામ કાજને સારૂ સઘળી સંગીન કેળવણી મને આપીછ. મારાં ભાઈ બેહનોને ઘેરમાં હુંજ શિખવુંછ. હું ગુલિસ્તાનવેર ફારસી શિખેલીછું તથા હિતોપદેશ સુધી સંસ્કીત પુણ જાણુંછ તે કેહતાં મને શરમ લાગેછ."

"એમાં શરમ નથી પણ શોભા છે."

"તમારા જેવા સમજુ ગૃહસ્થો અમારી એ કેળવણી ઉપર ખુશી થાયછ, પણ વધારે શિખવા સારૂ ઘણાં લોકો અમોને હસેછ."

આ વાત અંહીંજ અટકી. ગુલીનાં મા ઊંઘમાંથી ઉઠયાં અને એક ચાકર તેવણના હુકમથી ગુલીને માલા ઉપર તેડવા આવ્યો. ગુલી ગાંધીને એકલો બેસાડી જવા સારૂ માફ માગીને માલા ઉપર ગઈ.

"કેવી ગરીબ છોકરી! કેવી ખબરદાર, ડાહી ને સમજુ!" આ બેગાનો એકલો પોતાના મન સાથ ખુશી થવા લાગ્યો.

પણ તે જાજીવાર એકલો પડયો નહી. થોડીજ મિનિટમાં દીનિયારજી દસ્તુર આવી લાગ્યા.

ગણિતના શિક્ષક દાખલ એક બુઢો ખખ નહી તો કહરેલ અને અનુભવી અઠોર ચસ-માઇને જોવાની જ્યાં વકી હતી ત્યાં એક છોકરવન અને સોહામણા જુવાનને જોવાથી દીનિયારજી દસ્તુર પેહલાં તો જરા કચવાયા.

એવા એક જુવાનિયાને બચ્ચાં છોકરાંના ઘેરમાં રાખવાની હિમત કેમ ચાલે?

જેમ ગુલી ગરીબ ગુમાસ્તાના ગાંધી આગળ પોતાના ઘેરની સઘળી વાત ખોલી કરવાને અચકાઈ નહી હતી, તેમ ગાંધીએ વળી ગુલીના બાપ આગળ પોતાનું સઘળું દિલ ખોલ્લું કરવાને આનાકાની બતાવી નહી.

તેણે કહેલા હેવાલનો સાર એ હતો કે ગુમાસ્તાનો ગાંધી પણ મોબેદની ઓલાદનો હતો, પણ તેના બાપેબી કાલી પાઘડી બાંધેલી હતી. ગાંધી સોલ વર્ષનો હતો ત્યારે તેનો બાપ મરણ પામ્યો તે વેળા, તે માના મરણથી નમાયો તો હતોજ તે હવે નબાપો થયો. આ માબાપ વગરના બાળકને મુંબઈમાં તેના એકલવાયા મામા રૂસતમજી દુબાશે પોતાના ઘેરમાં રાખ્યો અને ઉછેરી મોટો કીધો. રૂસતમજી દુબાશ એક દુબાશ બોયના હલકા દરજજા ઉપરથી મોટા દુબાશ થયા હતા અને દુબાશના ધંધા ઉપરાંત વહાણવાળાઓને માલ પોંહચતો કરવાનો તેવણ મોટા વેપારી થઈ પડયાં હતા. તેવણનું દુકાન મોટું હતું, તેવણનો ધંધો ચીકતો હતો, અને એ ધંધામાં એવણે દોલત એકઠી કીધી હતી. ગાંધીએ કાલેજની કેળવણી લીધા પછી તેના મામાએ તેને પોતાના ધંધામાં નાખવા ચાહ્યો. રૂસતમજી દુબાશની ઘણી મરજી હતી કે ગાંધીને પોતાનો દુબાશનો ધંધો સોંપવો, પણ ગાંધીએ એ ધંધાને હલકો વિચાર્યો અને દુબાશ-પણાને બદલે વિદ્યા હુનરના પોતાના શોખને લીધે તેણે યુનિવર્સિટીની પદવી ઉપર દિલ દોડાવ્યું. તે વિદ્યા હુનરના શોખ વધારે અને સેવટે એમ.એ.ની પદવી મેળવે એવી ગાંધીના બેહસ્તી બાપની મરજી હતી, અને તે મરજી ગાંધીએ મજબુતીથી પોતાની કીધી હતી. રૂસતમજી દુબાશ કેહતા હતા કે વેપાર અને ધંધા સરખું નફા ભરેલું બીજું કાંઈ નથી. એમ.એ. અને બી.એ. થવામાં આજે શી કમાણી છે? "શું બધાજ પદવીઓ લેવા જશે? ગુલીએ. તેબા.એ. તથા એમ.એ.ઓ રખડેછે તેમાં તું એક નવો રખડશે." ગાંધીએ જવાબ દીધો કે "વિદ્યાના કોઈ પણ ધંધામાં હોશ્યાર આદમી ભુખે મરવાનો નથી. વેપાર ધંધામાં કદાચ પૈસા મળશે, પણ વિદ્વાનના ધંધામાં તો અગર પૈસા થોડા પણ નામદારી ઘણી મળશે." ગાંધી જો તેવણનો ધંધો વધારે તો તેના મામાએ તેને દીકરો કરી લેવા ચાહ્યો અને પોતાના દુકાનનો

તેમજ પોતાની દોલતનો તેને વારસો આપવા ચાહ્યું. પણ ગાંધી સમજ્યો નહી. એલમના મેદાનમાં મશહુર થવાનો તેનો લોભ વધારે હતો, માટે તેણે પોતાના મામાની લલચાવનારી માગણી ના પાડી. પૈસાની આબરૂ કરતાં વિદ્યાની આબરૂ તેણે વધારે વ્હાલી કીધી, અને તેનું પરિણામ એ નિપજ્યું કે શેઠ રૂસ્તમજી દુખાથે એકદમ ગાંધી ઉપર ગુસ્સે ભરાઇ તેને પોતાના ઘેરની બાહાર કાહાડયો, તેની કેળવણીનો ખર્ચ આપવાને ના પાડી અને તેને દુનિયામાં એકલો રખડતો કીધો. ગાંધીને યુનિવર્સિટીની પદવીઓને જરૂરનો અભ્યાસ કરવા માટે પોતેજ ખર્ચ કુઠી કાહાડવાના રસતા લેવા પડયા. તેણે ખાનગી શિક્ષકનો ધંધો કીધો અને તે ધંધામાં જે આવક મળે તે ઉપર પોતાના ગુજરાણનો અને તેમજ પોતાના અભ્યાસનો ખર્ચ તેણે શોધી કાહાડયો. શિક્ષકના ધંધામાં તે ઘણો ફતેહમંદ થયો. તેને પેહલે મહીને પચાસનો પગાર પડયો. પણ છ મહીનામાં તે રૂ ૨૦૦નો પગાર પાલવા લાગ્યો. પણ એ ધંધામાં તેનો આખો દહાડો રોકાતો અને માત્ર બાકીનોજ—સહવાર, સાંજ તથા રાતનો ફુરસદનો વખત તે અભ્યાસમાં રોકતો. એમ કરતાં બે વર્ષમાં તે બી.એ. થયો, ચાર વર્ષમાં તેણે એમ.એ.ની પદવી મેળવી અને પોતાની હોશ્યારીથી એ માન ભરેલી પદવીમાં પેહલો આવ્યાને લીધે તે ઘણાં વખાણ પામ્યો અને તેને સરકારી કેળવણીખાતાંમાં, શિક્ષક દાખલ નોકરી મળી. આ નોકરી ઉપર નાના પગારથી વધતાં વધતાં તેની અમદાવાદની હાઇ સ્કુલમાં બદલી થઇ જ્યાં તે ગણિતના શિક્ષક દાખલ આવ્યો.

દીનિયારજી દસ્તુર જે પેહલાં એક દેખામણા, સોહામણા, જુવાનિયાને પોતાનું ઘેરમાં જોવાને અચકાતા હતા, તેવણનું દિલ ગુમાસ્તાના ગાંધીના આ અસરકારક હેવાલથી પીગળતું ગયું અને એ હેવાલ પુરો થયો તેટલામાં તો તેવણ તેના વિદ્યાના શોખ વિષે, તેના ઉદ્યોગ ઉપરના આગ્રહ વિષે, તેના પકા ઠરાવ વિષે, તેના પૈસાના તિરસ્કાર વિષે અને તેની માન ભરેલી ફતેહને વિષે ઘણું ઉંચું મત ધરાવી ચુક્યા. ગાંધી એક તો ફલીનો શિક્ષક છે તે ઘેરમાં રેહે તો, દીનિયારજીએ વિચાર્યું કે, છોકરાંઓની કેળવણીમાં ઘણી મદદ થઇ પડશે; અને બીજું તો આવો કેળવાયલો, આવી મનની દ્રઢતાવાલો માણસ છોકરાંઓની સંગત અને દોસ્તીને માટે ઓછો લાયક નહી ગણાશે.

પેહલીજ મુલાકાતમાં દીનિયારજીએ ગાંધીને પોતાની ટેબલ આગળ લઇ જઇ જરા બ્રાંડી સોડા આપવા ચાહ્યો, જે દારૂની બાટલી, સોડા પાણી, તથા ગ્લાસ ટંબલરો ગુલી પોતે પોતાને હાથે લઇ આવી. ચાકરે આવી સોડા ઉઘેડયો અને ગાંધીને કે દીનિયારજીને દારૂની આદત નહીં હતી તોપણ બંનેએ નામની ખાતર જરા જરા લીધો અને એ મસે વાત વધારે આગળ ચલાવવાને થોડાક વખત મળ્યો.

ગુલી જે અત્યારવેર આ સઘળી વાત ચુપચુપ સાંભળતી હતી તે પણ આંહીથી પોતાનો અધુરો ગાલીચો વણવાનો પડતો મુકી વાત સાંભળવા બેઠી.

"ત્યારે શું તમારા મામા હજીસુધી સમજતા નથી?" દીનિયારજીએ પુછયું.

"નહી સાહેબ. એવણે કદીબી મારી તરફ જરા પણ દિલ દેખાડયું નથી." ગાંધીએ ગંભીરાઇથી નિરાશા બતાવી. "મેં ઘણાંબી કાગળો એવણનું મન મનાવા લખ્યાં પણ તેનો કશો જવાબ મળે નહી. તે બધાં કાગળો એવણે ધિક્કાર સાથ પાછાં વાલ્યાંછ."

"અને તેવણ હજી જીવેછ?"

"હાજી. પણ હવે ઘણી જેફીએ પોંહચ્યાછ, ઘણા દર્દીપણામાં બાટલે અડયાછ અને તેવણની ઝાઝી મુદત જીવવાની આશા નથી."

"પણ કોઇ દોસ્તોને તમે વચે નાખ્યા હશેની?"

"દોસ્તો ઝાઝા નથી અને જે છે તેઓની સમજુતી એવણે માની નથી તથા એઓ માને એવા માણસ પણ નથી."

"પણ એ રૂસ્તમજી દુબાશને છોકરાં કાંઈ નથી, ત્યારે તો સેવટે એની દોલતનો થોડાબી ભાગ તમોને મળવો જોઇયે, મી૰ ગાંધીભાઈ. કોઇ બીજાં તેના વારસ છે!"

"જેમ હું એવણની બેહનનો દીકરો છું તેમ એક બીજી એઓની બેહનની દીકરી છે. તે મારી મસીઆઈ પીતરાઇ મેહરબાઈ નામની છે. મારા મામાના વારસાની એક અડધીબી મને મળે એમ હું ધારતો નથી. હું તે માંગતો પણ નથી."

"અલબતાં નહી, મી૰ ગાંધીભાઈ." દીનિયારજીએ ટેકો આપ્યો. "આઇતા પૈસાપર કોઈનું મારવા સારૂ વાટ જોતાં બેસી રેહેવું એના જેવું હસવા સરખું બીજું કાંઇ નથી. હું મારાં બચ્ચાંઓના મન ઉપર સદા ઠસાઉંછ કે તેઓએ પૈસા પેદા કરવા સારૂ પારકી પુંજી ઉપર નહી પણ પોતાને બાજુ ઉપર આધાર રાખવો. હું ખુશી છું કે એ વિષે તમારૂં મત મને મળતુંજ છે."

"મારા મામાના પૈસા, સાહેબ, મારે મનથી જાણે કે હસ્તીમાંજ નથી." ગાંધી ખરાં દિલથી હસીને બોલ્યો. "એ વિષે હું તમારી આગળ વાતબી કરત નહી, પણ તમો સાહેબ મને ઘેરમાં રાખો તો મારી હકિકત પુરેપુરી તમોને જણાવવી જોઇયે, કે જેથી તમો મને બરાબર ઓળખીને રાખો."

"હું તમોને ઓરડા આપવાને ખુશી થઈશ. હું ચાહુંછ કે આપણે ઘણી સારી પેઠે સાથે રહી શકશું." દીનિયારજી દસ્તુરે આશા બતાવી.

"હું પણ તેમ ધારૂંછ, મેહરબાન."

---

## પ્રકરણ ૪ થું.

## ગુમાસ્તાની ગુલી.

ગુમાસ્તાનો ગાંધી દીનિયારજી દસ્તુરને ત્યાં ભાડુત લેખે આવી રહ્યો અને દીનિયારજીના દીકરા દીકરીઓ સાથ જલદીથી ભેલાઈ અને પલોટાઈ ગયો.

ગાંધીભાઇને પોતાના ઓરડામાં પેહલવેહલો દેખી, આવા એક સોહામણા જુવાનને પોતાના ઘેરમાં ભાડુત રાખવાના વિચારથી તેની જુવાનીને લીધે દીનિયારજી દસ્તુર અચકયા હતા, તે શક જો તેવણમાં જારી રહ્યો હોત અને તે ફકડ જુવાનીને લીધે દીનિયારજીએ ગાંધીને ભાડુત રાખવાનું ના પાડી હોત તો જે બનાવો પાછળથી બન્યાછે અને જે વરણવવાના રહ્યાછે તે બનાવો નહી બનત. પણ આ બનાવ બનવાના તેથીજ ગાંધી સામે દીનિયારજીની પેહલી આનાકાની સેતાબીથી દુર થઈ, દીનિયારજીએ પોતાના આ નવા દોસ્ત ઉપર ખુશી થઇ પોતાનો ભાડુત રાખ્યો અને જે બનવાનું હતું તે બન્યું.

અને તે શું બન્યું? પેહલીજ મુલાકાતમાં ગુમાસ્તાનો ગાંધી દીનિયારજીને ઘણો પસંદ પડ્યો, તો સાથે રેહેવાના સહવાસથી દીનિયારજીના દીકરા દીકરીઓને તે નહી પસંદ પડે એમ તો બનેજ નહી. જેમ જેમ તેઓ ગુમાસ્તાના ગાંધી સાથ વધારે અને વધારે સંબંધમાં આવતાં ગયાં તેમ તેમ તેઓ તેને વધારે ને વધારે માન આપતાં ગયાં અને વધારે ને વધારે પસંદ કરતાં ગયાં. માન અને પસંદગીએ વધારે મુદત જતાં પ્યારનું રૂપ પકડયું અને દીનિયારજી પોતે તેને એક દીકરા સમાન ચાહવા લાગ્યા તો તેવણનું આખું કુટુંબ તેને ચાહવા લાગ્યું, તેમાં શી નવાઈ?

આ તેને ચાહનારાંઓમાં એક આપણી ગુલી પણ હતી.

આમ કરતાં બાર મહીના વીતી ગયા. કેટલા જલદી વીતી ગયા! માલમ બી નહી પડ્યા. અગત્ય કરીને આ બાર મહીના વહી ગયા તે ગાંધીને અને ગુલીને તો મુદલજ માલમ પડ્યા નહી. આ અંતરમાં તેઓ વચે કશી વધારે અતલગની ઓળખ નહી હતી, કશી હદથી જીયાદે દોસતી થઈ નહી હતી, જે જુસાને મોહબત કેહેછે તેમાંના એક બોલ ઇયા એક હરફનો ગાંધી અને ગુલી વચે આવજો માવજો થયો નહી હતો. ગાંધીએ ગુલીને આ ઉભાં વર્ષમાં એક શબ્દ એવો નહી કહ્યો હતો કે જે પોતાની મા ઇયા બેહનને કહી શકે નહી. તેમજ ગુલીએ ગાંધીને એકબી વખતે પોતાનો ચેહરો એવો બતાવ્યો નહી હતો કે જેનો અર્થ ગુલીના મનમાં ગાંધી તેના ભાઇ કરતાં વધારે ઠરે. અને તોપણ આ બંને જુવાનો પોત પોતાના મનમાં એકેક તરફ કાંઈક ખેંચાણ થતું જોતાં હતાં—તે શું છે તે તેઓ સમજતાં નહી હતાં—અને તે ખેંચાણ વચે તેમના આ બાર માસ નીકળી ગયા હતા.

બાર માસ વીતી ગયા છતાં સઘળું જેમનું તેમજ હતું. ચોમાસું જેમનું તેમ પાછું આવ્યું. વરસાદ જેમનો તેમ પડવા લાગ્યો, રસતાઓ ઉપર કીચલ જેમનો તેમ થવા લાગ્યો, અને તે કીચલ વચે દીનિયારજી દસ્તુર જેમના તેમ રસ્તો કાપતા પોતાના ગરીબ પડોશીઓની મદદે તેમને ઘેર ઘેર ફરતા હતા. ખડકીનાંના દિવાનખાનામાં નાનો ફલી જેમને તેમ અભ્યાસે રેહેતો હતો અને ગુલી ત્યાં જેમની તેમ ગાલીચો ગુંથવા બેસતી હતી. તે જેમને તેમ રાધણીમાંથી ચા કરી લાવતી હતી, તેના બાપની ચાની તલપ જેમની તેમ હતી, અને તેના માના માથાંનો દુખારો પણ જેમનો તેમજ ચાલુ હતો.

વર્ષ વીત્યા પછીની જેમની તેમ વાળી એક સાંજે ઘેરમાં કોઈ નહી હતું. ગુલી ગાલીચો ગુંથતી હતી, દરવાજો બંધ હતો, બાહાર જીણો વરસાદ ઝરમર ઝરમર પડતો હતો, તેવામાં બારણું ઠોકાયું. ગુલી પોતાના બુઢા બાપને માટે જેવી છુટથી દરવાજો ઉઘાડવા દોડતી હતી તે કરતાં કાંઇ જુદાજ અંદાજાથી તે આ વખતે દરવાજો ઉઘાડવા ગઇ. કોણ આવ્યુંછે તે જાણતી હતી, અને એ પ્રમાણે તે પોતાના બાપનાં ઉપરાંત એક બીજાનાં પગલાં પિછાણવા શીખી હતી. તે ગુમાસ્તાના ગાંધીભાઈનાં પગલાં હતાં. તે પગલાં ગુલીને પસંદ હતાં, તે માણસજ તેની પસંદગીનો હતો, તોપણ આ ઘણી સાથ ગુલી ઘેરમાં કદી એકલી પડી નહી હતી, માટે આજે દરવાજો ઉઘાડવા જતાં તેનું નાજુક દિલ ધડકતું હતું તે એટલાજ માટે કે આજે સાંજે ગાંધી અને ગુલી એકલાં હતાં. તેનાં મા બાબા ઉપર માથાંના દુખારાથી ઉંઘતાં હતાં, નાની બેહન દીની માની પાસે રેહેલી હતી, અને આજે ગાંધી આવેછે ત્યારે ગુલી આગળ કોઈ નહી હતું.

"આવોજી, આવોજી." કરીને આવકાર દેતી ગુલી દરવાજો ઉઘાડતાંજ સીહડી ઉપર ચહડી ગઇ.

"આજે સરદી ઝાઝી છે," ગાંધી દાખલ થતાંજ બોલ્યો. "કેટલી વારમાં અંધારું પડી ગયું! વાદળ ઘણું છે હો, ગુલબાઈ."

"હાજી, છ વાગતામાં તો અંધારું ઘોર થયું." ગુલી અડધી સીહડીએજ જવાબ આપવાને ઉભી રહી અને પછી તેઓ ઓટલા ઉપર ચહડતાં સાથે આવ્યાં.

"માયજી કેમ છે?" ગાંધીએ પુછ્યું.

"આજે રોજ કરતાં સારી પેડે છે." ગુલીએ જવાબ દીધો. "બેહન દીની માયજીનાં કપડાં બદલાવા ઉપર ગઇછ. તેવણ આજે વેહલાં નીચે આવનાર છે."

ગાંધી ઘેરમાં આવ્યો અને ખડકીમાં જરા પાઘડી ઉતારી ઠીકઠાક થવાને થોડી

મીનીટ લીધા પછી ગુલી જે ગાલીચો ગુંથવા બેઠી હતી તેની સાથ પાછો વાતે વલગ્યો.

"આજે મારૂં ભાગ્ય હસતું છે, ગુલબાઇ."

"ખરેખર? સુગરાંના!"

"આજે મારી સ્કુલના પ્રીન્સીપલે ગણીત ઉપરાંત ફારસી અને લાટીન એ બેહુ ફ્લાસો મને આપ્યાછ અને તેની મેહેનતના બદલામાં મારો પગાર બમણો કીધોછ."

"હું સાંભળીને ઘણીજ ખુશી છું."

"મારી આવક આ નવા પગારના વધવા પછી બધી મળીને ત્રણસો રૂપીઆની થઇછ."

"તમે તો કેથા ગણ્યા કરતા દેખું, ગાંધીભાઇ?" ગુલીએ જરા હસીને પુછયું.

"હા. હું મારી આવક ગણ્યા કરૂંછ. હું ત્રસે રૂપીઆ પુરા કયારે કમાવું તેની વાટ જોવુંછ તેમાં મારી એક ઉમેદ છે અને તે ઉમેદનો દીવસ આજે આવ્યોછ."

ગુલીએ કશો જવાબ આપ્યો નહી. ગાંધીની આ ઉમેદ શી છે, તેટલું વઠીક પણ પુછયું નહી. શું તે સમજી ગઇ હશે? તે કોણ કહી શકે? પણ અગર ગુલીએ પુછી હોત તોપણ પોતાના દિલની આ શી ઉમેદ છે તે ગુમાસ્તાનો ગાંધી તેને કેહેવાનો નહી હતો.

પણ તેટલાંમાં તો ગુલીની માના ભારી પગલાં દાદર ઉપરથી ઉતરી આવતાં સંભલાયાં. ગુલી દોડતી તેવણને લેવા ગઈ અને ગાંધી ટેબલ આગળ તેવણની અઢેલવાની મોટી ખુરસી હડસેલી લાવી તેવણને બેસાડવામાં મદદ લાગ્યો.

"આજે હું ઘણી સારી પેડે છું." ગુલીની મા બોલ્યાં "અને ચા પીવા પછી વધારે હોસ્યાર થઈશ."

"ગરમ ગરમ ચા કરી લાવું, માયજી?" ગુલીએ ઝડપથી પુછયું.

"હા દીકરી, લાવ. તારા બાવાને પણ આવવાનો વખત થયોછ અને તેવણ હમણા આવી લાગશે."

ગુલી ચા કરવા દોડી અને તેજ ઘડી દીનિયારજી દસ્તુર આવી લાંગ્યા. કપડાં ઉતારી તેવણ ઓટલા ઉપર મી. ગાંધીભાઈ સાથ વાતે બેઠા હતા, અને છેલો જે વાત ગુલી આગળ કરી હતી તેજ વાત તેના બાપ આગળ કાહાડી બેઠો, પણ ગુલી કરતાં એક વધારે વાત તેણે ગુલીના બાપને કહી. તે પોતાનો પગાર વધ્યા પછી પેલી પોતાના દિલની ઉમેદ શી હતી તે કહી.

એ ઉમેદ શી હતી? એ ઉમેદ ગુલીને પરણવાની હતી.

બાર માસ ઉપર દીનિયારજી દસ્તુરના મનમાં ગાંધી જેવા એક જુવાનને પોતાનો બાહુત રાખવા સામે જે શક ઉપજ્યો હતો તે શક ખરો પડવાનો આ દહાડો આવ્યો. ગુલી અને ગાંધીને જે નહી સમજાય એવું ખેંચાણ લાગયા કરતું હતું તે ખેંચાણ સમજવાનો આ દહાડો હતો. ઘણા જણને વેહેમ હતો કે દીનિયારજી કેવો બેવકુફ છે કે આવી એક લાયક જવાન આવી એક લાયક દીકરીને માટે ઘેરમાં મોજુદ છતાં તે બેને પરણાવતો નથી? કેટલાકોને વેહેમ હતો કે તેમજ થવાનું, અને તેમ થવાનો આ દહાડો હતો.

દીનિયારજી દસ્તુરને ગાંધીની પોતાની સામે વાંધો નહી હતો. કદાચ આ જુવાન કરતાં બીજો વધારે લાયક જમાઇ તેવણને એકબી મળે એમ નહી હતું. તોપણ પોતાના એક બચ્ચાંનો હાથ આપવાની વાત કાંઈ જેવી તેવી નહી હતી.

"તમારો રૂપીઆ ત્રણસેનો પગાર કાંઇ મોટો નથી, ભાઈ ગાંધી." દીનિયારજી થોડોક વિચાર કરીને બોલ્યા. "વળી એ તમારી આવક ઉપર કાંઈ ભરૂસો નથી. એમાંની કેટલીક આવક ખાનગી છોકરાઓને શીખવવાની છે. તે કદાચ વધે અને કદાચ ઘટે પણ."

"મુરબી સાહેબ, જ્યાંસુધી મારી બાજુમાં બલ છે અને મારાં શરીરમાં તનદુરસ્તી છે ત્યાંસુધી મારી આવક ઘટવાનો મને જરાબી ડર નથી." ગાંધીએ પોતાનો બચાવ કીધો.

"એ આવક છેક થોડી નથી, પણ દી-

કરા," દીનિયારજી પોતાની સાથ પળોટા-યલા આ બાહુતને ઘણીવાર દીકરો કરી હાંક મારતા હતા "દીકરા, માણસનો કાંઈ ભરૂસો નથી, અને તમે હાલ સુખી છો તે છતાં કહુંછ કે પરણેલી જીંદગીના સુખને માટે તમારી એ આવક કાંઈ નથી. તમારૂં ભવિષ્ય કાંઇ ધામધુમ ભરેલું નથી. એટલા માટે તમે દોલતમંદ થાવો નહી ત્યાંસુધી પરણવું નહી એમ હું કેહેતો નથી, પણ હું એટલુંજ કહુંછ કે એવા ગરીબ સંસાર સાથ મોટાં સુખની આશા રખી તમે પરણશો ના. હા, જો તમે ગરીબ સંસાર ઉપર સબુરી પકડીને ઉતરતાં સુખની હાલતમાં જાણી બુજીને જીંદગી ગુજારવાને તમોને હરકત નહી હોય તો તમે સુખેથી પરણજો."

"સાહેબ, દુનિયામાં બધાંજ પૈસાવાલાં હોતાં નથી." ગાંધી ઘણી ગંભરાઇથી બોલ્યો "અને પૈસાવાલા થવાની જો બધાં જણ પરણવા અગાઉ વાટ જોતાં બેસે તો લગ્નનો પક્ક કોળ રદબાતલ જેવો થઇ પડે. સંસાર સુખ માતબરજ ભોગવી શકે અને ગરીબ નહી ભોગવી શકે એમ સમજવું ભૂલ છે. સંતોષી ગરીબ પણ લગ્નમાં સુખી થઈ શકેછ."

"પણ મારી પાસે રીતમાં આપવાનું કાંઈ નથી." દીનિયારજીએ અંદેશો કીધો "રીતમાં રાંધ મારૂં બચુંજ. તેના નામ ઉપર કશા પણ પૈસા આપવાની મારામાં તાકાત નથી."

"હું પૈસા માંગતો નથી, મુરબી. હું એક અડધીની આશા રાખતો નથી" ગાંધીએ લગાર [illegible] આવી જવાબ દીધો. "હું ગુલીનો હાથ માગુંછ, પૈસા નહી. ગુલ છે તેજ મારૂં ધન અને દોલત છે. ગુલબાઈને તમે જે ઉમદા કેળવણી આપીછ તેજ તેની મોટી દોલતનો વારસો છે. ગુલબાઇની કેળવણી તેજ મારો માલ અને મીલકત છે."

"પણ ગુલીની મરજી કેમ હશે?" દીનિયારજીએ વિચાર ઉઠાવ્યો.

"તે બાપ લેખે તમે પુછો, સાહેબ. તેની મરજીના મને ખાતરી છે. હું ધારૂંછ કે ગુલબાઈ પોતે મારી ઉમેદ સમજી ગયાંછ."

દીનિયારજી દસ્તુર તુર્તજ ગુલી આગળ જઇ તેને એકાંતમાં પુછવા ઉભા.

ગુલી સમજી ગયલી હતી. તે પેલું એંચાણ આજે નહી સમજે એવી નહી હતી.

"બીહ ના, દીકરી. ખોલાસાથી બોલ." દીનિયારજીએ આ નાજુક બાબત ઉપર તેના ધ્રુજતા હાથ જોઈ તેને ધીરજ આપી. "હું ગાંધીને પસંદ કરૂંછ, ઘણોજ ચાહુંછ. તેના સરખો તુને બીજો વર મળનાર નથી. પણ દીકરી, એ ગરીબ માણસ છે જો. તેની આવકનો ભરૂસો નથી, તેની પાસે દોલત કાંઈ નથી."

"બાવાજી, આવા વિદ્વાન, આવા લાયેક માણસના ભવિષ્ય વિષે શો ભય હોય!" ગુલી હિમત કરીને બોલી. "ગાંધી તો એક ખરો મોટો માણસ છે."

"પણ ગરીબ છે." દીનિયારજીએ હુજત લીધી. "જોની, બિચારો બસો ત્રણસો રૂપરડીને માટે દહાડો અને રાત કેટલી મેહેનત કરેછ. અને તારી સાથ પરણ્યા પછી, તારી ખાતર અને બચ્ચાંની ખાતર બિચારાને વધારે સખત મેહનત કરવી પડશે અને તે ક્યાંવેર? હાડકાં ચાલશે ત્યાંવેર. પણ પછીનો શો રસ્તો?"

આ કીમતી તકરારનો ગુલી કશો જવાબ દઈ શકી નહી. અને તોપણ આવા એક વિદ્વાન માણસને પોતાનો ભર્તાર કરવામાં ફક્ત પૈસાની હાજત આડી નડે એ વિચારથી તે સુખી દેખાઈ નહી. તે બોલી નહી પણ તેના કુમલાયલા ચેહેરા ઉપર તેનો અનુભવી બાપ વાંચી શકતો હતો કે ગાંધી ગમે એવો ગરીબ છે તોપણ મારે મનસે તે મોટો છે અને હું એક કરોડપતિ કરતાં આ ગરીબનેજ મારો પતિ કરવાની.

"દીકરી, હું બધું તારી મરજી ઉપર

રાખુંછ" દીનિયારજીએ તેને ધીરજ આપી. "અગરજો આવા એક ગરીબ વરનો હાથ ધરવાને તું ખુશી હોય તો મને કશી હરકત નથી. ગરીબ વરની ગરીબ બાયડી થઈને રેહેવામાં ઘણો સંતોષ અને સબુરી જોઇશે, તે સંતોષ અને સબુરીથી ગરીબાઈના સંકટો સહન કરવાની જો તારામાં હિમત હોય તો તું ગુમાસ્તાના ગાંધીનો હાથ કબૂલ રાખ. પણ ફરીથી યાદ આપુંછ, દીકરી, કે ગરીબના ઘેરમાં ઘણાં સંકટો ખમવાનાં હોયછ."

"સંકટોથી હું બીહતી નથી, બાવાજી." ગુલીએ મજબુત ઠરાવ કીધો. "સંકટો આવે તો આવવાનાં અને અટકવાનાં નથી. પણ સંકટોથી હું વધારે ઘડાઈશ અને છાતી ધાડી કરીશ."

તોપણ વિચાર કરવા માટે નકી ઠરાવ દીનિયારજીએ આવતી કાલ ઉપર રાખ્યો. બીજે દિને પણ ગુલીએ એજ હિમત ભરેલો જવાબ આપ્યો, અને ગુમાસ્તાના ગાંધીભાઈ સાથ ગુલી ગરીબનાં લગ્ન નકી થયાં.

ગુલીના બાપ કરતાં માને તો ગાંધી જેવો જમાઈ વધારે ગમ્યો. જેવો ગાંધી તથા જેવી ગુલી ગરીબ હતાં, તેવાં ગરીબ સંસારે લગ્ન થયાં—અને ગુલી ગરીબ ગાંધી ગરીબની ગરીબ પણ સુખી બાયડી થઈ.

---

## પ્રકરણ ૫ મું.

## સારાં માણસો વેહેલાં મરેછે.

એપ્રેલ મહીનાની એક ગરમ સાંજ હતી. ગાંધી સાથ ગુલી પરણ્યા પછી આઠ મહીના નીકલી ગયા હતા અને ગુલી પોતાની મા સાથ માળા ઉપરના દિવાનખાનાની પછવાડેના ઓરડામાં વાતે, અમસથી નહી પણ કામ સાથની વાતે મરાગુલ હતી.

મા દીકરી બંને સીવવા બેઠેલાં હતાં અને તે ઓરડામાં વધારે ઠંડક હતી. આજ ઘણા વર્ષથી એ ઓરડો ભાડે આપેલો હતો અને તે ગુલી વાપરી શકતી નહી હતી. આજે એ ઓરડો ગુલીનો હતો અને ગુલીનો હતો તેથી ગુલીની માનો પણ હતો.

પરણ્યા છતાં ગાંધી અને ગુલી તેના મા બાપથી જુદાં પડયાં નહી હતાં. ગુમાસ્તાનો વિચાર ગુલીને લઇ જુદું ઘેર માડવાનો હતો, પણ પેહલાં નાના ફલીએ અચબુચ દરખાસત કીધી, તેને નાની દીનીએ ટેકો આપ્યો અને દીનિયારજીએ દસુરે તે એકદમ ઊચકી લીધી કે ગુલી અને ગાંધીએ જુદાં રેહવું નહી. જો ગુલી રાજી થાય તો ગાંધી નારાજી નહી હતો.

"હું રાત દિન ફિકર કરુંછ," ગુલી બોલી "કે જો આપણે જુદાં રહીશું તો બિચારાં માયજીનું શુ થશે? અને મારી વગર ઘેરનું શું થશે?"

રતનમાય, ગુલીની મા, તો આ બોલ સાંભળતાંજ રડી પડયાં. તેવણના મનમાં પણ રાત દિસની એજ ચિંતા હતી તે બાહાર નીકલી. "હા, હા, ગુલી, તું બોલ કે આ ઘેર છોડી નહી જાવું. તારા રેહેવાથી મને કેવી ધીરજ રેહેશે! દીની તો કશા કાટની નથી અને પછી ઘેર ચલાવનાર બીજું કોણ?"

"કોઇ નહી," નાની દીની પોતેજ પોતાની કસુર કબૂલ કરી ઉઠી. "જો ગુલી બેહન ઘેરમાંથી ગયાં તો આપણું રોજનું પુડીંગ ખાવાનું ગયું, એટલુંજ નહી પણ અગરજો કે બાવા અને માયને ચાનો ગોટ બાનારૂં પણ કોઇ રહ્યું નહી."

રહ્યાં ત્યારે. માટી બૈયર બેહુ જન તેજ ઘેરમાં રહ્યાં. ગાંધી પોતાના શિક્ષાગુરૂના ધંધામાં વધારેને વધારે મેહનતથી ગુંતાયો

અને ગુલી પોતાની અને પોતાના વરની ઉપરાંત માયની અને બાપની, ભાઈઓની અને બેહનોની ચાકરીમાં વધારે ને વધારે રોકાઈ.

ગુલી પરણ્યા પછી પરણ્યા અગાઉના જેટલીજ સાદી હતી. તેજ સાદો ચેહરો, તેજ સાદો પોશાક, તેજ ખુશ સ્વભાવ, તેજ ચાલાક બુદ્ધી, તેજ સઘલું ઘેરનું વહીવટું. અગરજો ગુલીના હાથમાં કાચના ચીતલ નહી હોય તો તે પરણેલી છે એમ કોઈ જાણેબી નહી.

અને એ રીતે એપ્રેલના હુનાલામાં માદીકરી સીવતાં હતાં. દીનીના કપડાં સીવાતાં હતાં. દીની પુણે શિખવા ગવલી હતી. આગલા બાહુત ખરશેદજી એરગામવાલાની પુણે બદલી થયલી હતી અને દીનીને ડાક્ટર કરવા ધારેલી હોવાથી તેને પુરતી ઈંગ્રેજી શિખવવા સારૂ દીનિયારજીની અરજ ઉપરથી ખરશેદજી એરગામવાલાએ પુણાની એક ઈંગ્રેજી સ્કુલમાં દીનીને રાખવાની ગોઠવણ કીધી હતી.

દીનીનાં કપડાં ગુલીને ઘણી મેહનત આપતાં. પોતાનાં કપડાં દીની પોતે વેતરી ગઇ હતી, પણ તેમાં સઘલી કચૂંબર કરી ગઈ હતી. કપડાં નાનાં વેતર્યાં હતાં અને ગુલીને તે મોખા ભરીને પાછાં બરાબર કરવાં પડતાં હતાં.

"અંહી આવતો ગુલી" કામની વચ્ચે રતનમાય બારી આગળ બેઠેલાં હતાં ત્યાં જોઇને બોલી ઉઠયાં. "પેલું સામેથી કોણ આવેછ? તારા બાપ કેની વારૂ?"

"હા માયજી, બાવાજ છે. પણ એવણ કેટલા જલદી ચાલેછ?" ગુલી અંદેશાથી બોલી. "બાવાના જીવને સારૂં નથી, તેવણથી ચલાતું નથી અને તોપણ કેટલું ચાલેછ!"

દીનિયારજી દસ્તુર ચાલતા શું પણ દોડતા આવતા હતા. તેવણ એકદમ માલા ઉપર દોડી આવ્યા. તેવણ ઘણા હાંફતા હાંફતા ખુરશી ઉપર ફસડાઈ બેઠા અને થાક ખાવા લાગ્યા.

"ગુલી, આપણા ઘેરમાં આજે બાટલ-સૂપ કીધેલો છે કે?" દીનિયારજીએ પોતાની આગળ દોડી આવેલી પોતાની દીકરીને તુર્તજ પુછયું.

"હાજી, તૈયાર છે. લાવું તમારે માટે?" પુછતાંની વાર ગુલી તે લેવા દોડતી હતી.

"ઉભી રેહ, ઉભી રેહ, એ સેરવો મારે માટે નહી જોઈતો." દસ્તુરજી ગુલીને થોભાવી બોલ્યા "હું એક દુઃખદાયક દેખાવ જોઇને આવ્યોછ. બિચારા લાલજીની વિધવા વળી પાછી રડવા પડીછ. તેની દીકરી પોતાને સાસરેથી પાછી માને ઘેર આવીછ અને ત્યાં મરવા સુતીછ. હું હમણાજ તેને જોઈ આવ્યોછ. મારી ખાતરી છે કે તેનું દુઃખ ભુખમરાનું છે. બિચારી છોકરી ભોંયપર પડીછ, અને તેની મા કેહેછ કે આજ આખો દહાડો તેના પેટમાં કશો ખોરાક ગયો નથી. મેં કાંઇ રોટલો આપી જોયો પણ બિચારીથી ગળાતો નથી. હું ધારૂંછ કે એને જરા બ્રાંડી ભેલીને સેરવો પાવો જોઈયે. એક સીસીમાં રેડી લાવ, કે તે દવા દાખલ પાઈ આવું."

"મુઇરે એ દુકતી." રતનમાય જે આ વખતે આવી લાગ્યાં હતાં તેવણ લાલજીની આ દુખિયારી દીકરી વિષે બોલ્યાં. "દીનાજી, એ દુકતી પંદરમો વખત સાસરેથી નહાસી આવી હશે. તેની દયા શી ખાવી? દુકતી ખરાબ છે. મરે તો તેના નસીબ."

"નહી, રતન, તે નઠારી છે, તેથી તેને જીવવાની વધારે જરૂર છે." દીનિયારજીએ પોતાની બાનુની ભૂલ ભાંજી. "ભલાં માણસોને મરતાં બીહીક લાગતી નથી—ભલા માણસો જ્યારે ખોદા ચાહે ત્યારે મરણ પામી શકે. પણ બુરાંઓ મરવાને તૈયાર થયલાં નથી, માટે તેમને તો જીવાડીને મરણને માટે તૈયાર હાલતમાં સુધારવાં જોઇયે."

"પણ બાવાજી, એ બિચારીને માટે બાટલસૂપને બદલે કાંઇ બીજું લઇ જાવાની?" ગુલીનો વાંધો બાટલસૂપ સામેજ હતો. "બાટલસૂપ તો એકજ ગ્લાસભર બનેલોછે અને તે તમારે માટે રાખેલો છે."

"બસ એક ગ્લાસ?" દીનિયારજીએ લગાર નાસીપાસીથી પુછયું. કેમકે તેવણને પણ બાટલસૂપની જરૂર હતી અને તેથી લાલજીની દીકરીને થોડો આપી પોતે પોતાને માટે થોડો રાખવાની તેવણની ખુશી હતી.

"એક પીલાંનો સૂપ બનેછ અને તે એક ગ્લાસથી વધારે કેમ બને?" ગુલીએ પકવાન પોથીનો પોતાનો અનુભવ કહ્યો. "બાટલસૂપને બદલે થોડું દુધ અને બ્રાંડી ચાલશે, બાવાજી."

"નહી, બિચારી ગરીબનો જીવ બચાવવા હું એક દહાડો બાટલસૂપ નહી લઇશ તો ચાલશે."

ગુલી એક પલકારામાં નાની સીસીની અંદર સેરવો નામી લાવી અને દીનિયારજી તુર્તજ તે લઇને ઉઠયા, પણ ઘણા અશક્તે ઉઠયા.

"બાવાજી, તમારીથી ઉઠાતું નથી, ચલાતું નથી ને કાંય એટલી હેજગારી કરોછ?" ગુલી ઉદાસીથી બોલી ઉઠી. "જરા દુધ ગરમ કરી લાવું? તે પીને જાવો.

"વખત ખોહવો નહી જોઇયે, ગુલી. એક જીવ બચાવવાને જ્યાં એકેક પળ કીમતી ત્યાં હું દુધ પીવા બેસું?" દીનિયારજી જતાં જતાં બોલ્યા. "મારા જીવને સારૂં તો નથી, પણ દુધ તૈયાર રાખજે હું આવીને લઇશ."

દાદર ઉપર દીનિયારજીથી જેમ દોડાય તેમ તેવણ દોડતા ગયા. ગુલી તેવણને માટે દરવાજો ઉઘાડવા આગમચથી દોડી ગઇ—પોતાનાં વ્હાલા, બુઢા બાપની જેખી મેહનત ઓછી કરાય એટલી ખરી. "જીવતી ને સુખી રેહજે, મારી દીકરી" દીનિયારજી ગુલીનું માથું પસવારી દુવા દેતા ગયા.

ગુલી દીનીનાં કપડાં સીવવા પાછી પોતાની મા પાસ ગઇ. પણ સાંજના છનો અમલ થવા આવ્યો તે કામની અંદર તેને જણાયું નહી.

"ઓ! આજે ગાંધી વેહલા આવ્યા!" ગાંધીનાં પગલાં સાંભળતાંજ ગુલી હર્ષમાં ચોંકી ઉઠી. સ્કુલને છુટી આપ્યા પછી ગાંધી રાત્રે ૭ વાગતે ઘેર આવવા અગાઉ ત્રણ ડેકાણે શિખવવા જતો હતો. પણ આજે તે બરૂબર વેહલો આવ્યો. તે પણ દોડતો આવ્યો—દાદરના ચચાર પાંચપાંચ ફાંડિયાં કુદાવતો આવ્યો, અને ગુલી તેને સામી મળવા જાય તેટલાંમાં તો તે ઓરડા ભણી હાંફતો હાંફતો તથા ફગલાયલો અને ઉજલો ઉજલો થઇ આવ્યો.

"શું છે, ગાંધી?" ગુલી ધભરાઇને પુછતી ઉઠી "સાજી પેડે છોની?"

"હું સાજીપેડે છું, પણ તું જરા દૂર આવ, ગુલી" ગાંધી તેને ઓરડાની બાહાર દિવાનખાનામાં તેડી ગયો.

"ગુલ, તું બીહતી ના." ગાંધી તેનો હાથ પોતાના હાથમાં ચાંપી બોલ્યો "પણ હું તારી સાથ એક ભય ભરેલી વાત કરવા માગુંછ, કાંકે હું જાણુંછ કે આ ઘેરમાં સહુથી હિમતવાન તું છે અને તું જો હિમત રાખશે તો બીજાં બધાંને હિમત આપી શકાશે."

ગુલીની છાતી બેસી જતી હોય તેમ તેને અંદરથી લાગ્યું તોપણ તે બોલી "હું હિમત રાખુંછ. શું છે મુને કહી દેવો."

"પણ હું તુંને કહું તેની અગાઉ ધીરજની કબુલાત આપ." ગાંધીએ બોહોંસ કીધી.

"મને ધીરજ પુરતી છે, પણ તમે જેમ વાર લગાડોછ તેમ ધીરજ જતી રેહેછ. બોલો, બોલો શું છે?"

"ભય ભરેલી કજા બનીછ. આપણ બેહુને એક વ્હાલામાં વ્હાલાને——"ગાંધી અચકતો અચકતો બોલ્યો.

"કોણને? બાવાજીને?" ગુલી અને ગાંધી બેહુને વ્હાલામાં વ્હાલો તેનો બાપ હતો.

"હા, ગુલી. માયની આગળ એ વાત કેહવાની છે તે કેમ કહીશું?"

"પણ બાવાને શી કજા બનીછ!" ગુલી રડતી બોલી. "જીવને તો અલવલ નથી?"

હા. દીનિયારજી દસ્તુર મરણ પામ્યા હતા. પણ હજી તે બોલ કેહેવાને ગાંધીનું મોહડું ઉપડતું નહી હતું. તે લંબાણથી હેવાલ કેહવા પડી ગયો.

"બાવા બિચારા હાથમાં સીસી લઇને જતા હતા. બચીત કોઇ આજારીને સારૂં કરવા જતા હશે. તેવામાં અચબૂચ રસ્તે પડી ગયા. લોકોએ ઉંચકી લીધા. પાસેજ એક ડાકટરનું ઘેર હતું ત્યાં લઇ ગયા. ડાકટર મળે નહી. વખત ફોકટ જતો રહ્યો. બીજા ડાકટરને ઘેર લઇ ગયા ——"

"પણ થયું શું? સેવટ શું? બાવા સલામત છેની?" ગુલી અધીરાઇથી વચ્ચે બોલી ઉઠી.

હવે ખરેખરૂં ગુલીથી છુપાવવામાં શો ફાયદો? ભરાઇ આવેલી છાતીથી ડોબો આવેલો દાબી નાખી ગાંધી ગુલીને પોતાની ગોદમાં દાબી બોલ્યો. "ગુલી, બાવા ગુજરયાછ. હિમત રાખ અને બીજાંઓને હિમત આપવામાં મને મદદ આપ."

ગુલી રડી પડી, પણ તે બીજાં બૈરાં પેઠે બૂમ બરાડા પાડીને નહી રડી. જેને ખરૂં દુઃખ લાગે તે દુઃખ દેખાડવા સારૂ નહી રડે.

આ ઢીલનો વખત નહી હતો. રતનમાયને જેમ બને તેમ જલદી કેહેવાની જરૂર હતી. લોકો દીનિયારજીના રવાનને ઘેર તરફ ઉંચકી લાવતાં હતાં અને ગાંધી ઘેરમાં આગમચથી ખબર આપવા સારૂ દોડી આવ્યો હતો.

બીજા ડાકટરનાં ઘેરમાંથી લોકો દીનિયારજીના મુડદાંને લઇને ઉતરતા હતા તેટલામાંજ ભોગજોગે ગાંધી ત્યાંથી પસાર થઈ ગયો. તેણે પેલા ડાકટર પાસ દોડી જઇ પુછયું. "હું ધારૂંછ કે હાર્ટ ડીસીઝનું એ પરિણામ છે," ડાકટરે ગાંધીને ઓળખીને જવાબ દીધો.—"પણ એવણ ગુજરયા તો નથી ની?" ગાંધીએ હેબતીને પુછયું.—"તદન મરણ પામ્યાછ. હું ધારૂંછ કે પડતાંનીવાર પ્રાણ મેલ્યોછ."—ડાકટરનો આ જવાબ સાંભળતાંજ ગાંધીએ મદદ લાગેલા રાહદારી લોકોને અરજ કીધી કે "એવણને તમે આસ્તે આસ્તે લઈ આવો. હું આગમચથી ઘેર જઇ ખબર આપુંછ."

"ગુલી, ધીરજ રાખ, ખોદાપર સબર પકડ" પોતાના વ્હાલા બાપને ખોહવાના દુઃખમાં નવધાર આંસુથી રડતી ગુલીને ધીરજ દેતો ગાંધી બોલ્યો. "દિલાસો પકડ કે બાવાનો મરવાનો વખત હતો અને મરવાને તેવણ ખુશીથી લાયક અને તૈયાર હતા."

ગુલીને હિમત આપવાને આ શબ્દો બસ હતા.

"હા, હા. મારા બાપને ખોદા મોટું બેહેસ્ત આપશે." તે આંસુ લુછીને હિમતથી બોલી. "છેલી ઘડીએબી તેવણે એક બુરાઈમાં મરતા જીવને જીવાડવા પોતે ભલો જીવ આપ્યોછ અને તેવણના છેલા શબ્દોજ એ હતા કે 'ભલાં માણસોને મરવાનો ડર કેવો!' ઓ બાપ! ઓ મારા બાપ! તમે મરવાના હતા તેથી શું મને 'જીવતી રેહેજે મારી દીકરી' કરીને છેલી દુવા દઈ ગયા?"

આમ બોલીને ગુલી પાછી રડી. પણ હવે લોકોના આવવાનો આવાજ સંભળાતો હતો માટે ગુલીની માય આગળ જલદી જવાની ગાંધીએ ફરીથી યાદ આપતાંજ તે પોતાનાં આંસુ લુછીને ગાંધીના હાથ ઉપર ટેકો દેતી પાછલા ઓરડામાં ગઇ.

"એ માટી બૈયર શું છુપો સંપ ચળાવોછ?" રતનમાય તેઓ તરફ જોયા વગર હસીને બોલ્યાં, પણ ગુલીની સુજેલી આંખો તથા ગાંધીના ઉદાસ ચેહરા ઉપર નજર પડતાંજ તેવણે અકલાઇને પુછયું "શું છે, ગુલી? શું થયું?"

"આપણી કમબખ્તી થઈ માય!" ગુલી પોતાની માના ખોલામાં માથું નાખી પોકારી ઉઠી "પણ, ઓ માય! હવે તમેજ અમારાં માય અને તમેજ અમારા બાપજો! તમારીજ ઉપર અમારો આધાર જો! તમે અમારી ઉપર આધાર રાખજો અને અમે તમોને બમણા માન અને બમણા હેતથી ચાહીશું."

## પ્રકરણ ૯ મું.

## ગરીબ થતાં વાર શી!

બેહસ્તીની લાશ ઉપર જુરી બેસાઇ, તેણે અભીપ્રાય આપ્યો કે "દિલના દર્દ"થી મોત નિપજ્યું. દીનિયારજીની જુવાનીમાં આ દર્દ લાગુ પડેલું હતું, પણ પછી કશું જણાયું નહી હતું. વળતાં પાણી વચે કામની થાક અને હેજગારીથી તે અચબુચ ઉભરી નિકળ્યું અને ભલાં કામોની વચે આ ભલા અને બુજર્ગ માણસે પોતાના જીવનો ભોગ આપ્યો.

બેહસ્તીના દુખી કુટુંબને મોટો દિલાશો, જે મોટાં માન વચે બેહસ્તી બેહસ્તી થયા તેમાં મળ્યો હતો. પૈસાવાળાઓ પૈસાના બળથી માન મેળવીને મરણ પામેછે તો ભલે. પણ એક વૃચલે વ્રાંધેનાં બચ્ચરવાલ માણસ, સંસારની જંજાલો વચે, પૈસા વગર, મોટી ઇજત અને માન સાથ મરણ પામે એ કેવી બાહાદુરી! માનની ખરી પરીક્ષા એજ કે ગરીબીના સંકટો વચે તે આબરૂદાર નામ મુકી જાય, લોકો તેને યાદ કરે, તેની જગ્યા ખાલી ગણે. એના જેવું તેની પોતાની કીર્તિને માટે અને તેના કુટુંબના દિલાશાને માટે બીજું શું હોય?

દીનિયારજી દસ્તુર નામ ઘણું મુકી ગયા પણ દામ કાંઇજ નહી મુકી ગયા. ગુલી ગરીબ પોતેજ નહી હતી, પણ તેનાં માબાપ ગરીબ હતાં. માબાની ગરીબાઇથી તે વધારે ગરીબ હતી. તેનો વર પણ ગરીબ મળ્યો હતો. બાપના મરણથી તે વધારે ને વધારે ગરીબ થઇ.

ગુલીનો વર કમાતો હતો અને બાપ પણ રળતો કમાતો મરણ પામ્યો એટલે આ ગરીબાઇનું સંકટ ગુલીને કે તેની માને જ્યાંસુધી બેહસ્તી જીવતા હતા ત્યાંસુધી લાગ્યું નહી હતું. બે જણના કમાવાથી ગુલીનું ઘેર બેવડું સુખી હતું. બે જણ કમાતા અને બેહુ જણ ભોગમાં ખરચતા તેથી બેહુને ફાયદો હતો. પણ દીનિયારજી નામ મુકી જવા છતાં નાણું કશું મુકી નહી જવાથી હવે સઘળો ભાર ગાંધી અને ગુલીનાં એકલાં ખભાં ઉપર આવી પડયો, તે આ બંને વરવહુએ સબુરી સાથ ખમ્યો.

દીનિયારજી પૈસો બચાવવા ઘણો ચાહતા પણ બચાવી શકતા નહી હતા. તેવણનો ખર્ચ ઉડાઉ નહી હતો, પણ તેવણ કમાતા તેટલો ખર્ચ ચાલ્યો જતો હતો. તેમાં મોટો ખર્ચ બચ્ચાંની કેળવણીનો અને સુખાકારીનો એટલે જરૂરનો હતો. માટે હવે જ્યારે રતનમાયને માથે બચ્ચાંનો ખર્ચ આવી પડયો ત્યારે તેવણ પાસે જીવજેવું કશું નહી હતું.

સારાં ભાગ્યે ગુલીને પરણાવી દીધાથી એક બોજો તેમને માથેથી ઓછો થયો હતો. દીનીને પુણે મોકલી હતી, પણ ત્યાં અરસેદજી બેરગામવાલાની મેહેરબાનીથી ઝાઝો ખર્ચ મોકલવો પડતો નહી હતો. ફલી ગુલીના પરણવા પછી તેજ વર્ષમાં મેત્રીકયુલેટ થયો એટલે દીનિયારજીના મરણ પછી તેને પણ પાંચ રૂપીઆ પેદા કરતો બનાવવા સારૂ ગુમાસ્તાના ગુંધીએજ બે ત્રણ ઠેકાણે ખાનગી શિક્ષક દાખલ કામે લગાડયો અને તે પણ મહીને દહાડે રૂ૧૦ યા ૧૫ કમાતો થયો, એટલે કાંઇ નહી તો તેની વધારે કેળવણીનો ખર્ચ તો નિકલતો ગયો.

માટે દીનિયારજીના ગુજરવા બાદ ત્રણ મહિનામાં તો એકલો નાનો નવલજ બિચારાં રતનમાયના આધાર ઉપર રહેલું બાળક હતું. બધાં બચ્ચાં ગોયા ઠેકાણે લાગી ગયાં હતાં અને નવલ પણ ચઉદ વર્ષનો ચપલ છોકરો માથે પડ એવો નહી હતો. માટે રતનમાય વિધવા થયાં ત્યારે હજી તેવણની હાલત બીજાં ગરીબો કરતાં સારી હતી—બીજી વિધવાઓ હજી એવણ કરતાં વધારે માઠી સ્થીતિની હોય છે—એજ

તેવણનો અને ગુલીનો તથા ગાંધીનો દિલાસો હતો.

પૈસા ઘટયા તેમ ખર્ચ પણ ઘટાડવો જોઇયે. બેહેસ્તીની બમસી વીત્યા પછી ત્રણ મહીને તો ગાંધી અને ગુલીએ ઘેર ખાલી કીધું અને સઘળાં માની રજાથી નાનાં ઘેરમાં જઇ રહ્યાં. રતનમાય પણ તેમની સાથેજ રેહેવા ગયાં, જ્યાં તેઓ પોતાનું ફરનિચર પણ લેતાં ગયાં. રતનમાયે સઘલું ફરનિચર ગાંધીને તથા ગુલીને આપવા ચાહ્યું પણ તેઓએ તે લેવાની ના પડી. "એ રાચરચીલું આપણા ઘેરમાં રાખો," ગાંધીએ સલાહ આપી "પણ માય, જ્યારે હશે ત્યારે એ તમારોજ માલ અને તમારીજ મતા ગણાશે અને તે ઉપર તમારાં બીજાં છોકરાંઓનો હક રેહશે."

ચાકરો બે હતા તેમાંથી એક કુકને કાહાડી મેલ્યો. રતનમાયે તો બીજી આયાને પણ કાહાડી નાખવા ચાહ્યું પણ તે આયા મુખ્ય રતનમાયની ખીદમતગાર હતી તેને ગુલીએ કાહાડવા નહી દીધી. માયની માવજતને માટે ગુલીએ એટલા વધતા ખર્ચની દરકાર નહી કીધી—પણ તે માયનેજ માટે, પોતાને માટે નહી. "આહા! ગુલી, હું પેહલાં ચાહતી હતી કે તુંને કોઇ પૈસાવાલો વર મળવો જોઇતો હતો," રતનમાય પોતાનાં નવાં નાનાં ઘેરમાં સારી પેઠે ઠરીઠામ થયા પછી બોલ્યાં "પણ હું જોવુંછ કે જો તું પૈસાદાર સાસરાં વાસરૂંમાં પડી હોતે તો આજના વખતમાં અમારૂં શું થતે! સારૂં થયું કે ગાંધી જેવો ગરીબ કમાઉ પુત તુંને વર મળ્યો, કે જેથી તારી સાથે તે અમોને પણ મદદ લાગ્યો."

આમ કરતાં બે વર્ષ વહી ગયાં. ફલી વિદ્યા ભણતોજ ગયો—બે વર્ષમાં તો "ફરામજી દીનિયારજી બી. એ." થયો. એ બધી ગુમાસ્તાના ગાંધી અને ગુલી ગરીબની મેહરબાની હતી. ગાંધી તેને કમાવી આપતો હતો, ગુલી તેને શિખવવામાં મદદ આપતી હતી. ગાંધી કમાતો તે પોતાને માટેજ નહી, પોતાની બાયડીને માટેજ નહીં, પોતાના ફુલ સરખાં બચ્ચાંને માટેજ નહી, પોતાની બુઢી સાસુને માટેજ નહી, પણ પોતાના જુવાન સાળાઓ અને સાળીને માટે પણ ગાંધી કમાતો હતો.

ફલી બાપનું નામ કાહાડે એવો દીકરો હતો, પણ નવલ તેવો દીસતો નહી હતો. નાનો નવલ શિખવે બોથડ નિકલ્યો. તે મેહનતુ ઓછો નહી હતો, શિખવાને નાખુશ નહી હતો, પણ તેનું મગજ ચાલતું નહી હતું. ગણિતના દાખલા અને લાટીનના પ્રયોગો તે માથામાં સીંચી સીંચીને ભરતો અને સઘળા પાછા ભુલી જતો. ગુલી તેને પટાવી પટાવીને શિખવતી, ગાંધી પોતાનું સઘલું જ્ઞાન તેના ગળામાં ઉતારતો—પણ જેમ દુર્બલ ઘણું ખાય તો તેને અજીરણ થાયછે, તેમ બિચારો નવલ ઘણું શીખતો તો તુર્ત તેના કંતાયલાં શરીરમાં, તેના દુરબળ સાંધામાં, તેના નબલા ઉધરભાવમાં માલમ પડી આવતું હતું.

"છટ! છટ! જાહાનમમાં જાય એ માથા ફોડ" એક દહાડે નવલ પોતાના લેસન ઉપર ખીજવાઇને ચોપડી ટેબલપર અફાલી, સ્લેટ ભોંયપર નાંખી દઈ બોલી ઉઠયો. "માય, આમાં કાંઈ આપણા કાસીસંગ નહી જાય."

"શામાં નહી, નવલ?" તેની માયે પુછ્યું.

"આ લાટીન ભરડવામાં અને ગણિતના ગુચવાડામાં. હું તો કદી પાસ નથી થવાનો. માયજી, હું તો ડાકટર નથી થવાનો ને વકીલબી નથી થવાનો."

"ત્યારે તું કોણ થવાનો?"

"તે હું જાણતો નથી. હું કહી શકતો નથી. મને કશું ગમતુંજ નથી."

"શું નથી ગમતું, દીકરા નવલ?" અંહી ગુલીએ વચે પડી પુછયું.

"તમે બોલ્યાં કે, અભઇજી ડબઈજી?" નવલે બેહન સાથે લગાર મિજાજ ઓહીને વાત કીધી. આ બે ભાઈ બેહનને બરાબર બાજતું નહી હતું. "તમે વળી મને શિ-

આમણ દેવા આવશો કે, બાઈ સાહેબ? પણ તમે શિખામણ દેવા તેની અગાઉ હુંજ તમોને કહુંછ કે પેહલાં તો મને તમારા ઘેરમાં, તમારા આધાર ઉપર બોજો થઈ પડી રેહેવાનું ગમતું નથી."

"કાં? તું કાંઇ અમોને ભારીબારી પડછ!" ગુલીએ પુછયું.

"તમે વચમાં ના પુરાવો, મોટાંબાઈ" નવલે ગુસો બતાવ્યો "હું તો મારાં માય સાથ વાત કરૂંછ. ગાંધીભાઇએ પોતાના કલાસના ગરીબ છોકરાઓને અંહી લેસન આપવા બોલાવ્યા ત્યારે તમે તો, શેઠાણી બાઈ, તેઓને શિખામણ દેવા નીકળ્યાં હતાં કે છોકરાઓએ પોતાનો વખત ગુમાવવો નહી જોઈયે, અને હવે મારો આ વખત જાયછ તેનું કાંઈ નહી!"

"પણ શિખવામાં વખત જાય તે ગુમાવેલો નહી કેહવાય" ગુલીએ શિખામણ દીધી.

"હા, જો શિખવામાં જાય તો" નવલે હાજર જવાબી બતાવી. "પણ મારો વખત શિખવામાં જતો નથી તે; મારો વખત તો નહી શિખવામાં, શિખેલુંબી પાછું નહી શિખવામાં જાયછ."

"પણ ત્યારે તું કરવા શું માગેછ, દીકરા?" રતનમાયે મોટાં દુખ સાથ પુછયું.

"હું સ્કુલ છોડી દેવા માગુંછ."

"ને પછી?"

"મને ચાકરી કરવા ગમેછ. કોંઈ ધંધો શોધી લેવા ગમેછ." નવલ ઉલટમાં ઉભો થઇ બોલ્યો "હું દુનિયાં જોવા માગુંછ. ગામેગામ ફરવા ચાહુંછ."

"એ શું બકેછ, નવલ?" તેની મા ડઘાઈ જઇને બોલી ઉઠી.

"ખરૂં કહુંછ, હાલ તો હું પુણે જાવુંછ. બેહન દીનીના સમજાવ્યાથી ખરશેદજી એરગામવાલાએ મને આ ખ્રિસ્ટમસમાં પુણે બોલાવ્યોછ. ત્યાં જો મને કાંઈ ચાકરી મળશે તો તેમ, નહી તો કે હું ખ્રિસ્ટમસ વીતાં પાછો આવીશ પણ સ્કુલે નહી જઈશ. માયજી, તમે મને બીજું કાંઈબી કેહશો તે કરીશ. હું કારખાનામાં રહીશ, ફીટર ને પછી એનજીન ડ્રાઇવર થઈશ. કેહેશો તો ગોદીમાં ઇજનેરના કામપર જઈશ. કેહેશો તો હું કોઈની દુકાનપર ચાકરી રહીશ, ને પછી વધતાં વધતાં વેપારી થઇશ. ગમે તેમ વધવાનું કરીશ પણ આ પોથાના પોથા મોહડે ભરડવાનું તો નહી કરીશ."

તે વખતપર તો નવલ પુણે ગયો અને તેની ગેરહાજરીમાં ગાંધી અને ગુલી વચે નવલના ભવિષ્ય વિષે ઘણી મસલત થઈ. ગાંધીએ કબૂલ કીધું કે એ છોકરો વિદ્યા ભણવાનો નથી, માટે તેને હમણાથીજ કેથે કામે લગાડવો જોઇયે.

"શિખ્યા વગર એનું શું થશે?" ગુલીએ અફસોસ કીધો.

"કેટલાક નામદાર માણસો બચપણમાં કશું ભણેલા નહી તે છતાં દુનિયામાં તેઓ નામદારી પામી ગયાછ." ગાંધીએ ધીરજ આપી." નવલ કદાચ વિદ્વાન, ફીલસફ, ડાકટર કે વકીલ બારીસટર નહી થશે, પણ એ ચાહશે તો મોટો કંત્રાકટર થઈ શકશે ઇયા મોટો શાહ સોદાગર થઇ શકશે. માત્ર જો—"

"જો શું?" ગુલીએ પુછયું.

"જો તારો ભાઈ એક ચીતવાળો, કામ કરવાને ખંતી અને આગળ વધવાને ઉલટમંદ હોય તો. મને ભય છે કે નવલ તેવા આશાવંત છોકરાઓ માહેલો એક નથી."

ખ્રિસ્ટમસ પુરો કરીને નવલ પુણેથી જેવાને તેવો પાછો આવ્યો; અને અંતે ગાંધીભાઇ ગુમાસ્તાએજ તેને ઘણીક ભલામણ અને લાગવગે સાબરમતિના પુલ ઉપર રેલવેનું મોટું કામ ચાલતું હતું ત્યાં એક નાના પગાર ઉપર નોકરીએ રખાવ્યો.

---

## પ્રકરણ ૭ મું.

## લગ્ન એક સોરતી.

એમ કરતાં બે વર્ષ બીજાં ગયાં. દીનિયારજીને ગુજરવાને ચાર વર્ષ થયાં.

દીની પતેતી ઉપર પુણેથી પોતાનાં મા અને ભાઈ બેહનોની મુલાકાતે અમદાવાદ આવી. તે વર્ષો વર્ષ આવતી હતી.

ગુલી કરતાં દીની દેશાવરો ભોગ્યાથી દીનિયારજીની જુદીજ દીકરી બની હતી. મા બાપથી દૂર પડેલી, બાપની સંભાળથી બેનસીબ રહેલી, પોતાના આધાર ઉપર ઉછરેલી, એટલે દીની સ્વતંત્ર સ્વભાવ ધરાવતી હતી. પણ સ્વતંત્રતાને જો બરાબર સંભાળમાં નહી રાખી હોય તો તે ઉછાંછળાપણું, આકલાપણુ અને નાફરમાનીનું રૂપ ધારણ કરેછે. તેમ દીનીમાં દેખાતું હતું. તે આપમતી અને મમતી થતી હતી, પણ શિખવામાં ઘણીજ ચાલાક અને ચાલચલણમાં ઘણી રૂડી હતી, એટલે તેનામાં ખીલવા માડેલા ઉપલા ગુણો ઉપર, બરાબર બોલીયે તો ખામીઓ ઉપર, ઝાઝું લક્ષ ખેંચાયું નહી હતું.

પતેતીની પાંચ દિવસ અગાઉ તે પુણેથી આવી. ગુલી ઘેરની વેઠમાં એટલી પડેલી હતી કે તે દીનીને લેવા જઇ શકી નહી. તેને ગાંધી રેલવે સ્ટેશન ઉપર લેવા ગયો. દીની ગાંધીની ઘણી માનીતી હતી. કોઇ પણ હુશ્યાર છોકરાં ગાંધીને ગમતાં હતાં. દીનીને ડાકટર થવા અગાઉ હવે વધારે કેળવણીને માટે મુંબઇ કેમ મોકલવી તે વિષે ગાંધી વિચારમાંજ હતો.

ટ્રેન આવી ઉભી કે ગાંધી તેની ગાડી આગળ લેવા જાય એટલામાં તો દીની ગાડીમાંથી પોતાની મેળેજ ઉતરી પડી. એક સુંદર, જુવાન સ્ત્રી હવે તે બની હતી. સોલ વર્ષની જુવાન ઉમરમાં તેનું પતલું પણ સીધું કદ તેના ખુબસુરત બાહાર સાથ પુરૂ ખીલી નીકલ્યું હતું.

"દીની, આજેબી કાંઈ કપડાંની પેટી ભુલી આવીછ કે?" તેને આવકાર દઈ મુલાકાત લીધા પછી ગાંધી તેની સાથ ઘોડા ગાડી તરફ ચાલતો ચાલતો હસ્યો.

"નહી. તમે મને એક આગલી ભૂલ વિષે ચીડવ્યાજ કરજો હો, ગાંધીભાઇ." દીની દમામથી બોલી. "પણ હું તે પેટી મારી નહી પણ ગાર્ડની ભૂલથી ભુલી આવી હતી તે જાણવા છતાં તમે મને એમની-એમજ હમેશ તોકયા કરજો."

"વારૂ ચાલો દીની, આવતાંનીવાર તરિયાપાવ ના નાખ." ઘોડાગાડી આગળ આવી પુગતાંજ ગાંધીએ તેને થંડી પાડી.

દીની હુજીયો કરવા માગતીજ નહી હતી. ગાંધીની મદદ વગર તે છલાંગ મારીને ટાંગા ઉપર ચહડી બેઠી અને પછી ઘેર જતાં જતાં ગાડીમાં ઘેરની ખબરો ખરી પ્રીતથી પુછતે તેણે ગાંધીના કાન દુખવી નાખ્યા.

"મને હવે કહો, ઘેર બધાં કેમ છે? મારી માય કેમ છે?"

"સારી પેઠે છે. બધાં મઝા કરેછ. ગુલી તો રાજ કરેછ."

"ને મારો રમૃતો પંચી રૂસ્તમ?"

"અરરરર. એ તો પોતાની હોશ્યારીથી એની માને તોબા પડાવેછ" ગાંધી હસ્યો. "કોઈ બચ્ચાંને બોથડ હોવા માટે મારવાં પડેછ, પણ રાસ્કલ રૂસીને વરે હું તો ગુલીને રોજ કહુંછ કે તેની અતિયંત હોશ્યારીને માટે નેતર વાપરવી પડશે."

"અને નાની બુચી, મારી પ્યારી પીરોજ કેવી છે?"

"નરી એની મા જોઈ લેવી. હમણા તે ગુલીને ધવડાવાનો કંટાલો આપેછ, પછી કોણ જાણે શું કંટાલો આપશે?"

"પણ વારૂ તમે કેમ છો, ગાંધીભાઈ?" દીની તુર્ત તેની પોતાની જાત ઉપર આવી.

"તમે એવા કેમ દેખાવોછ? તમે સારી પેઠે હોવ એમ લાગતું નથી."

"હું તો સારીપેઠે છું. એટલુંજ કે જરા થાકેલો છું." ગાંધીએ ખોલાસો કીધો. "મારૂં કામજ થાકવનારૂં છે, દીની. મારા વખતનો દરએક કલાક શિખવવામાં રોકાયલોછે અને એ ઘણી મેહનતનું કામ છે. કોઇ વખત તો હું એટલો થાકી જાવુંછ કે મગજે તમર આવેછ અને આંખે જાણે અંધારાં ફરી વળતાં હોય એમ લાગેછ."

"ત્યારે એટલું બધું કામ કાં કરોછ?"

"પણ એવું તો કદાચજ બનેછ અને કોઇ વખત એમ થાય તો શું?" ગાંધીએ તેને ધીરજ આપી. "દીની, બીહ ના. હું કાંઈ કામ કરતાં મરતો નથી. કામ તો કરવુંજ જોઇયે. નહી તો ખાઈયે શું?"

"પણ વારૂ મારો ફલી, મારો બી. એ., એલ. એલ. બી. અને પસાર થયલો બ્લીડર કેમ છે?"

"હવે ધંધે લાગવાની તૈયારીમાં છે. તે તો ધંધો કરવાને રંગુન જવાની ગોઠવણમાં છે."

"છેક રંગુન? બરમામાં?"

"હા. ત્યાં વકીલના ધંધાનું મેદાન મોટું કેહેવાયછ."

"ફલી નવલથી કેટલો જુદો?" દીનીએ પોતાના વચલા ભાઈ વિશે દિલગીરી દેખાડી.

"બેહુ તદ્દન જુદાજ, દીની. નવલને મેં આજ બે વર્ષ ઉપરે રેલવેમાં રખાવ્યો, ત્યાં કાંઈ સુધરતો નથી ને કામ પર ધ્યાન આપતો નથી. સુપરીનટેનડંટે એને બે વખત તો કાહડી મેળવા માગ્યો. એ છોકરો સુધરે એમ લાગતું નથી."

વાતમાં ને વાતમાં ઘેર આવ્યું. રતનમાય સુધાં આખું ઘેર ગોયા દીનીને એસ્તેકબાલ લેવા આવ્યું. આયા ગાડીનું બારણું ઉઘાડે તે અગાઉ તો દીની પોતેજ બારણું ઉઘાડીને ઉતરી પડી. તે પોતાની માને ચાંપીને ભેટી, ગુલીને જોસથી ભેટી, ભાઇઓને હરખથી ભેટી અને ગુલીનાં ભુલકાંઓ રૂસ્તમ તથા પીરોજને તો એવાં જોરથી ભેટી કે તેમને રડાવ્યાં.

દીની જુસા ભરેલી, બોલકણી અને ગડબડઓરી હતી. તેના આવ્યાથી ઘેરમાં એટલીબધી ગડબડ થઈ ગઇ કે રતનમાયે તેને જરા ધમકાવવી પડી કે "ગાંધીને આવું ગોધ્યારૂં ઘેરમાં ગમતું નથી." ગુલીએ પણ દીનીને ઠપકો આપ્યો કે "દીની, તુંને છોકરાં રમાડતાં આવડતું નહી, તું તારૂં વાંચવા લખવાનું કામ જાણે, બચ્ચાંની તુંને શી ખબર?"

અને તોપણ દીનીને જોવાથી બધાં ખુશ થયાં. બધાંએ તેને ચાહી. ગુલીએ તેને ગમતાં પકવાનો તેના પુછયા વગર તેને માટે પકાવ્યાં અને તેની ઘણી માવજત મદારત કીધી.

પણ વખત કેમ વેહછે? થોડા દિવસ ગયા એટલામાં તો દીની જે ડાકટર થવા આવી હતી તે બાયડી થઇને ગઈ. દીની દ્રઢ મન વાલી નહી હતી. તુર્તાતુર્તની વાત ઉપર તેના મનની વલાણ ખેંચાતી હતી, કાંકે તે ઝનુની, જુસાવાલી, આકલી હતી. તે પતેતી ઉપર પોતાને ઘેરે આવી ત્યારે ડાકટર થવા જવાને નાખૂશ નહી હતી. પણ ખોરદાદશાલની અગાઉ તો તે એ વિચારની સામે થઇ, અને તેજ મહિનામાં ફરવરદયાનના જશન અગાઉ તો તે પરણીને સાસરે સિધારી.

દીનીને તેના નાના ભાઈ નવલ સાથ ઘણી પ્રીત બાજી ગઈ. નવલના રેલવેના કામ ઉપર તેનો દાદાભાઈ દોલીપાહલણ નામનો એક દોસ્ત હતો, જે દીનીના આવ્યા અગાઉ નવલની સાથે તેને ઘેર આવતો જતો હતો અને તેથી દીનીના ઘેરમાં તેની ઓળખ થયલી હતી. દાદાભાઈ દીનીના આવ્યા પછી વધારે આવતો જતો થયો. તેઓ બંને વચ્ચે વધારે ઓળખ પડી, પણ કોઇને કશો વેહેમ ગયો નહી હતો. દાદીને દીની ગમી, તેણે નવલને વશટાલાંમાં વચ્ચે નાખ્યો. નવલે રતનમાય આગળ વાત કીધી, રતનમાયે દીની આગલ વાત કીધી, અને ગુલી તથા ગાંધીની મસલત પછી સાટું નકી થયું.

દાદાભાઈ દોલીપાહલણ માતબર નહી હતો. તે માત્ર પોણીસો રૂપીઆનો પગારદાર હતો. તે કાંઈ ગાંધીના પેઠે ભણેલો પણ નહી હતો કે તેના ભવિષ્ય ઉપર આશા બંધાય. પણ તે જુવાન અને સોહામણો હતો; ઈસકી અને ફાંકડો હતો; મરાબેરો અને બોલકણો હતો. તે દીનાને ઘણો ગમ્યો અને તેણાએ નાના ભાઇ નવલની છુપી ઉશકેરણીથી પોતાની મા બેહેન સાથે પોતાના પરણવાની હુજત કીધો. ગાંધીભાઈને આ કારજ સુદલ ગમતું નહી હતું, પણ રતનમાયની મરજી એટલીજ હતી કે "હવે હું ગરીબ થઇ પડીછું, માટે મારાં બચ્ચાંને મારાં મરણ અગાઉ ઠેકાણે પાડી જાવું તો સારૂં, કે તેઓ ઠર પડે, અને મારી આંખ્યો મીચાવા બાદ તેઓને સારૂ ગુચવાડો નહી ઉઠે."

ગુલીની પણ મરજી આ લગ્નની તેરફેણમાં નહી હતી. તે ચાહતી કે દીની શિખે તો સારૂં અને ડાકટર થાય તો સારૂં. "પણ એ તો બેહસ્તી બાવાની મરજી હતી" રતનમાયે ગુલી સાથે પણ તકરાર કીધો. "અગરજો બેહસ્તી જીવતા હતે તો તેમ આપણ કરતે; પણ હવે તારા બાપ પોતાની મરજી બર લાવ્યા વગર ચાલી ગયા, તો હવે આપણે લાચાર થયાં છીયે. દીકરી દીની કોઇ સારે ઠેકાણે ઠર પડે એટલે બસ. દોલી પાહાલણનું ખાનદાન મોટું છે અને દાદાભાઇનું ઠેકાણું મને તો સારૂં લાગેછ."

"દાદાભાઇ ઘણો ગરીબ માણસ છે," ગુલી દીનીની આગળ શાક પતાવતી હતી "વાસતે દીની, પાછલનો વિચાર કર, પછવાડેથી શું થશે તે જોઇને પરણવાના ખાડામાં પડ."

પણ દીનીનો જવાબ એકજ હતો અને તે ગુસાથી બોલતી હતી. "ગુલી, તું કેમ પરણી? તું કીઆ પૈસાદાર સાથ પરણી? તું પાછલો શો વિચાર કરીને પરણી? હવે પછી શું બનશે તે કોણ જાણેછ? બેહસ્તી બાવાની શિખામણ તુંને હતી કે ગરીબ વર સાથ પરણતાં વિચાર કર. તેં વિચાર કરીને ગરીબ વર હીમતથી કબુલ કીધો, તો જે તારા હાલ તે મારા હાલ. તેં નસીબપર અજમાવ્યું તો હું પણ હવે પછી નસીબપર આ આધાર બાંધુંછ. લગ્ન એક ચાન્સ છે. બધાં પરણેછ તે એક ચાન્સ લેછ. તું ચાન્સપર પરણીછ અને હું પણ ચાન્સપર પરણુંછ."

"પણ મને પરણતી વખતે મારા વરની કેળવણી અને કાબેલીઅત ઉપર ઉમેદ હતી." ગુલીએ બચાવ કીધો. "મેં ગરીબ વર પસંદ કીધો ખરો પણ તે ભવિષ્યમાં મોટો થવાના ભરૂસા ઉપર પસંદ કીધો. મેં શિખેલો ભણેલો, રળતો કમાતો વર લીધો, કે જેમાં મને ખાતરી હતી કે તે પછવાડેથી પૈસા કમાશે, પુંજીવાળો થશે, મોટો થશે, કાંઇ નહી તો ભુખે તો નહી મારશે, વાસતે મેં મારા ગાંધી સાથ પરણવામાં એક ચાન્સ લીધું ખરૂં, પણ ફકત ચાન્સ લીધું નથી."

"અને તોપણ, ગુલ, તારી વકી અને ઉમેદ કેટલી ખરી પડી?" દીનીએ તકરાર જારી રાખી. "ગાંધી શું પૈસા કમાયા? કેટલી દોલત એકઠી કીધી? જેવાને તેવાજ. લોકો ઘણીખી ગણત્રી કરીને ઘણી આશા ઉપર પરણેછ અને તોપણ સેવટે નિરાશ બનેછ, પૈસાદાર સાથ પરણ્યા છતાં એક પરણેતર પછવાડેથી પૈસા જતા રેહેવાથી ગરીબની ધણીઆણી દાખલ રેહેછ. ગરીબની ધણીઆણી નહીં ધારેલાં ધનની ધણીઆણી થઈ પડેછ. વાસતે હું ફરીથી કહુંછ કે લગ્ન એક લોટરી છે. બધાં એમજ ચાન્સ લેછ, ને હું પણ લેવુંછ."

નવલ અને દીની બેહુ ભાઇ બેહન એક વિચારમાં મળી જવાથી તેઓએ રતનમાયનું મન વધારે જીતી લીધું. રતનમાય સુખ્ખ કરી પોતાની ગરીબાઈ તરફ જોતાં અને પોતાનાં પાપણ ઢંકાય તે અગાઉ એક ભાર ઓછો કરી ગુલીના ઉપર પછવાડેથી એક બેહનનો બોજો નહીં પડે એટલુંજ તપાસતાં હતાં. વળી દાદાભાઈ દોલીપાહાલણ નવલના વડા હતા, તેની સાથ સગપણ થ-

વાથી એ નાદાન અને ઉછાછળા નવલને પણ કાંઈ સારૂં થવાની આશા હતી. કારજ સંધાયા પછી દાલીપાહાલજણે નવલને ઘણીક આશાઓ આપી હતી. માટે ગાંધી અને ગુલીની સલાહ ઉપરાંત રતનમાયે દાદાભાઇ સાથ દીનીને પરણાવી તેના એ સઘલાં કારણો હતાં.

આવાં ઉતાવલાં લગ્નનું સેવટ શું? દીનીને ઊંચી કેળવણી મળી હતી, તે સઘલી કેળવણી રદ બાતલ જેવી થઈ. ઘેર સંસારની કેળવણી જે ગુલીને મળી હતી તેથી દીનીને આમખા બેનસીબ રાખીને તેને વિદ્યા હુનરો શિખવ્યા હતા. તેને એકદમ ઘેરસંસારમાં નાખવાનો ખ્યાલ નહી હતો, પણ હવે તે સંસારમાં પડી અને તેબી ગરીબ સંસારમાં પડી, ત્યાં તેની વિદ્યાઓની કેળવણી શું કામ લાગે?

દીનીના આ અવિચારી અને ઉતાવલાં લગ્નનું પરીણામ જાણવા માટે આપણે દસ વર્ષ ગુજરી જવા પછીના દહાડા ઉપર આવીએ. વધારે વર્ષ નહી જીવવા વિષે રતનમાયની ધારતી ખોટી નહી હતી. દીનીના લગ્ન પછી તે પેહલાં ખરી પડી. બે વર્ષમાં રતનમાય ગુજરયાં—પોતાનાં ફરજંદોની આગળ થયાં—આબરૂ, ઉમર, સંતોષની ગુજર્ગી ભરેલી વએ તેવણ ફુલગુજાર થયાં.

માના મરણ વખતે ફુલી વડાલનો ધંધો કરવા રંગુન ગયલો હતો. પણ દીની પોતાના વર સાથ સાબરમતિ ઉપર રેલવેના કારખાનામાંજ રહેલી હતી. નવલ ત્યાંજ ચાકરીએ હતો, જોકે તેને તે નોકરી હજી પણ ગમતી નહી હતી. રતનમાયના ગુજરવા વેળાએ તેવણનું આ સઘલું કુટુંબ, ફુલી સિવાય, ગુલીના ગરીબ ઘેરમાં એકઠું મળેલું હતું, પણ રતનમાયના ગુજરવા પછી ગુલીનાં આ બાળાં બાંઈ બેહન પણ વીખરાઈ ગયાં.

સંસારમાં દાદાભાઈ દોલીપાહાજણનું ગાડું બરાબર ચાલ્યું નહી, તેવણનો પગાર થોડો ને ખર્ચ ઘણો હતો. દીની પણ ખરચાલુ હતી. ચાર વર્ષમાં તેને બે બચ્ચાં થયાં તે ખર્ચ વધ્યો. વળી નવલખી ઘણોખરો દીનીને અને તેના વરનેજ માથે પડયો. તે સાબરમતિ ઉપર દીનીનાં ઘેરમાંજ ઘણોખરો રેહેતો હતો. એમ કરતાં દીનીની સંસારી જંજાલો વધતી ગઈ પણ દીની અને દાદાભાઇ સંસારનું ગાડું આબરૂ સાથ ઘસડતાં રહ્યાં.

દીનીનો ખર્ચ મોટો હતો, પણ દીની જે ખર્ચ માંગતી તે દાદાભાઈ લાવી આપતો. તેનો પગારતો હજી પોણીસો ઉપર એક રૂપીઆ વધ્યો નહી હતો અને તોપણ દાદાભાઇનો ઘેરનો ખર્ચ કોઇ મહીને હડીસો તો કોઇ મહીને ત્રણસો રૂપીઆ થતો હતો. તે ક્યાંથી આવતો હતો એ સવાલ દીનીના મગજમાં કદી ઉભો થયો નહી હતો. ગુલી જેવી ગરીબ અને સમજુ સ્ત્રી કદાચ એવા સઘલા આસપાસના વિચારો કરે, પણ દીની કાંઈ એટલી ડાહી ને સમજુ નહી હતી.

સેવટ એ આવ્યું કે રતનમાયનાં ગુજરયા પછી ચાર વર્ષે સાબરમતિના રેલવે ખાતાંમાં કાંઇ હિસાબનું ગોંડલ પકડાયું. આ ચોરીમાં દાદાભાઇ અને નવલ બંને સામિલ હતા. પણ ચોરી પકડાયા અગાઉ ચોર ચેતી ગયા. ઘણા વર્ષથી દાદાભાઈ પોતાના ખાતાંના હિસાબમાં ઘાલવલી રમતા અને ગોંડલ ચલાવતા હતા. પણ વડા અમલદારો તે વિષે કાંઈ તલાશ કરવાના વિચારમાં છે એવું દાદાભાઈના જાણવામાં આવતાંવાર આગમચથીજ તેવણે રસતો લીધો. તેવણ, તેવણની બાયડી, તેવણનાં બચ્ચાં, અને સાથે નવલ પણ એક રાત્રે ચુપચાપ આગગાડી ઉપર ચહડી બેઠાં.

ગાંધી અને ગુલીને કશી ખબરજ પડી નહી. થોડા દહાડા પછી છેક આફ્રીકામાં કેપના સંસ્થાન ખાતેથી ગુલી ઉપર દીનીનો કાગળ આવ્યો ત્યારેજ તેણે અને તેના વરે જાણ્યું કે દીનીને તો તેનો વર મુંબઈ જઇ પુગ્યા પછી બીજેજ દિને વાહણે ચહડાવી કેપ સંસ્થાન ખાતે નહસાડી લઇ ગયો હતો.

તે પોતાની સાથ થોડુંજ નાણું લઈ ગયો હતો જેમાંથી તેણે વેપાર કરવા માડયો હતો. નવલ સાથે હતો, પણ તેને બેહન બંનેવી સાથ કજીઓ થયા કરતો હતો.

પેહલાં ગુલી ઉપર દીનીના કાગળ બબે ત્રણ ત્રણ મહિને આવતાં હતાં. રેહેતાં રેહેતાં એ ખાંચો વધતો ગયો અને પછી તો ધીની તથા ગુલી વચે તેમજ નવલ અને ગાંધી વચે કોઇકદાચ પત્ર આવવા લાગ્યો.

સાર એકે દીની અને દાદી પરણ્યાપછી દસ વર્ષ નિકલી ગયાં તે દસ વર્ષમાં દીની પોતાના વર સાથ ઘણી જંજાલમાં પડી, પણ તે સઘલી જંજાલ વચે પોતાના વરને વ્હાલ લગાડીને વલગેલી હતી અને તેની ગરીબાઈ કે મોટાઇમાં વરની વફાદાર બાયડી તરીકે રહેલી હતી. એટલીજ ગુલીને તેના વિષે ખબર હતી.

---

## પ્રકરણ ૮ મું.

## બીજાં કોઇ નહી પણ વર તો છે!

આ દશ વર્ષનો ખાંચો અલબતાં મોટો હતો અને તેમાં કાંઇ કાંઈ ફેરફારો થઇ ગયા, પણ આપણી ગુલી ગરીબ વિશે એ અંતરમાં સરેસ્તા કરતાં નોધી લેવા જોગ કાંઈ બન્યું નહી હતું.

ગુલી ગરીબ એ અરસામાં મા બાપ વગરની થઇ, ભાઈ બેહનથી વેગલી થઈ, એક ભાઈ છેક રંગુન પડયો, બીજો ભાઈ અને બેહન છેક કેપ પડયાં. જ્યાં હોય ત્યાં સુખી રેહે એજ ગુલીની પોતાનાં ભાઈ બેહનો વિષે દુવા હતી. તે દુવા ફલીને તો ફળી હતી. ફલીનો ધંધો રંગુનમાં ધીકતો નહી તોપણ ઠીક ચાલ્યો હતે, એમ તેનું ચાર પાંચ મહીને એક કાગળ આવતું તેમાં સારાને સારાજ સમાચાર મળતા. નવલ અને દીનીના કાગળ આવતાં તો લગભગ બંધ પડયાં હતાં.

બરાબર બોલીએ તો બિચારી ગુલી કોઈ પણ સગાં વ્હાલાં વગરની થઇ પડી હતી. બાપ નહી, મા નહી, ભાઇ પાસે નહી, બેહન પાસે નહી, એ ગાંધીની ફરિયાદ હતી, અને વખત જતાં એજ ગુલીનીબી ફરિયાદ થઈ પડી.

પણ સગાં વ્હાલાં નહી તોબી વર તો હતો? ગુલીનું કોઇ નહી રહ્યું પણ ધણી તો હતો? ધણીના ધાનમાં અને બચ્ચાંના સુખમાં ગુલી શંતોષી હતી. પોતાને માથે ધણીનું છત્ર અને પોતાની બાજુએ બચ્ચાંનું બળ હતું તે ગુલીને મનશે બધું હતું. એજ તેનાં સગાંવાહલાં, એજ તેની દોલત, એજ તેની દુનિયા હતી.

બચ્ચાંબી કેટલાં? પરણ્યા પછીની પંદર વર્ષની આ મુદતમાં ગુલી ચાર બચ્ચાંની મા થઈ હતી. તેના વડા દીકરા રૂસતમની પિછાણ તો વાંચનારી બાનુઓ કરી ચુકયાંછે. તેમે પેહલાં આજ દસ વર્ષ ઉપર દીનીના લગ્ન અગાઉ આપણે દીઠો ત્યારે તે બે વર્ષનો બાળક બેટો હતો. તેની પુઠની નાની બેહન પીરોજા બે મહીનાનું ધાવતું બાળ હતું. તે આજે દસ વર્ષની દીકરી થઇ. તે પછી ગુલીને બીજાં બે બચ્ચાં થયાં, જે બંને દીકરા હતા અને તેમનાં સોહરાબ અને બરજોર નામ હતાં. ત્રણ દીકરા વચે એકજ દીકરી. વડો દીકરો રૂસતમ આજે તેર વર્ષની ભર્તીમાં આવેલો એક ગલગોટો હતો. નાનો બરજો છેલો અને છ વર્ષનો હતો. પીરોજા અને સોહરાબ એ બેની વચેનાં હતાં.

એ દીકરી તથા બધા દીકરાઓને ગરીબ ગુલી પોતાની દોલત કેહેતી હતી.

પેટનો વેઠ આ દસ વર્ષમાં બિચારા ગાંધીને જેટલીને તેટલીજ, બલકે દરએક બચ્ચાંના વધારાના પ્રમાણમાં વધતીજ ક-

રવી પડલી હતી. તેના ઓધા ઉપર બે વણ બદલી થઈ. તેને એક વર્ષ રાજકોટની હાઇસ્કુલમાં મોકલવામાં આવ્યો. પછી તે સુરત આવ્યો. સુરતથી તેને નડિયાડની હાઈ સ્કુલમાં જવું પડયું, પણ નડિયાડથી ચાર વર્ષે વળી પાછો તે અમદાવાદ આવ્યો. આ બદલીઓથી તેનો સરકારી પગાર જારી રહ્યો પણ તેની ખાનગી આવક ઘટી જયા કીધી. ખાનગી શિખનારાં ધરાકો એકવાર હાથમાંથી ઓછાં થાય તે પાછાં આવતાં વાર લાગે. અને એ રીતે તેને નુકશાન થયા કીધું. એ વિષે અમદાવાદ તેને સૌથી માફક આવતું શેહર હતું. ત્યાં ખાનગી શિખનારાઓ ગાંધીને જેટલા મળતા તેટલા બીજાં શેહેરોમાં નહી હતા.

ગાંધી અમદાવાદથી ગયો તેટલાં લોકો તેને યાદ કરતાં હતાં. તેના પાછો આવવાથી તેઓ ખુશી થયાં અને આગળના જેટલાં શિખનારાઓ થોડા વખતમાં તેને મળી આવ્યાથી આગળના જેટલી તેની આવક પાછી ચાલુ થઈ. પણ તે આવક વધતી નહી હતી. શિક્ષકના કામમાં તેનો અડધો જનમારો ગયો હતો, પણ તેની આવક જોકે સારી હતી તોપી એકની એક હદમાં રહી હતી. ત્રણસે સાડીત્રણસેની ઉપર તે જતી નહી હતી. પણ એ આવક તેની હાજતોને માટે પુરતી હતી. બાયડી છોકરાં, નોકર નકર, ઘેરબાર સર્વ સુખ પુરાં પાડવા માટે, ત્રણસે રૂપીઆની આવક પુરી પડતી હતી. તેનું ઘેર તેના સંસારનું, સુખાંકારીનું, સગવડનું, સુધારાનું ઠેકાણું હતું તે તેની એ ચાલુ આવકથી હતું.

પણ આ પેદાસ કરવામાં ગુમાસ્તાના ગાંધીના શરીરનો ઘસારો ઘણો ચાલ્યો અને પાછળ પાછળથી તેને લાગતું હતું કે તેની શક્તિ ઉપરાંત તે કામ કરતો હતો. તે કામ કરવાને ખુશી હતો પણ તેને લાગતું હતું કે તેનાથી કામ થતું નહી હતું. આજ કેટલાક વર્ષથી તેને લાગતું હતું કે તે પુરતો જોરાવર અને મજબૂત નહી હતો. ગરમીમાં તેને થાક લાગતી તથા નબલાઈ થતી. સિયાળામાં તેને તાઢ લાગતી અને ખાંસી થતી હતી. માર્ચ મહીનાના ગરમ પવનમાં તેની છાતી વખતે વખત દુખતી હતી.

આ સઘલું તે જોતો હતો પણ તેની દરકાર કરતો નહી હતો. મેહનતની સાથે થાક તો હોય એમ સમજીને તે ચલાવ્યા કરતો હતો, બલકે પોતાનાં વ્હાલાંઓને માટેની મેહનતમાં આ પોતાની નબલાઈ વિષે તેને કશો વિચાર પણ નહી હતો. ઉમર વધતી જાય તેમ એ તો વર્ષથી હોય. ઉનાળામા એ તો ગરમીથી હોય. શિયાળામાં એ તો થંડાથી હોય. એમ પોતાનું મન મનાવી કામ કર્યો જતો હતો.

પણ એક દહાડે તેની આ શરીરની નબલાઈ અચબૂચ તેના ધ્યાન ઉપર આવી. ધારા પ્રમાણે તે રાત્રે ૭ વાગતે આવતા જમાનાની ઓલાદને શિખવી શિખવીને ઘેર થાકેલો આવ્યો; પણ તેને જરા વધારે થાક લાગેલી હતી માટે ખુરશી ઉપર માથું નાખીને બેઠો અને બેઠો તેવો બેશુદ્ધ થઇ ગયો. તે હોશ્યારીમાં આવ્યો ત્યારે પોતાની ગુલીને ઘણીજ ઇનતેજારી ભરેલા ચેહરાથી પોતાની આગળ ઉભેલી તેણે જોઇ.

"ગુલી, બીહેછ કાં? શું છે?" તે હોશ્યાર થતાં તેને ધીરજ આપવા બોલ્યો. "હું થાકેલો હોવાથી ઊંઘી ગયો હતોની વારૂ?"

"તમે તો બેહોશ થયા હતા, ગાંધી." ગુલીએ ઉદાસી ભરેલો ઉતર આપ્યો.

"બેહોશ થયોતો? કેવો હું નાદાન! પણ એ તો માત્ર ગરમીથી હશે હો, ગુલી! તું કાંઈ ફિકર ના કરતી."

ગાંધી એમ માત્ર બોલતો હતો પણ પોતાની નાકૈવતી સમજતો હતો. કેમકે ગુલીએ અડધું ગ્લાસ બ્રાંડી પાયો તે થોડાક સોડા સાથ ખુશીથી પી ગયો. પણ તેણે એ દહાડે ખાધું નહી. હમણા હમણા તેનું ખાવાનું ઓછું થયું હતું. ઘણી વખત તે ખાધા વગર સુઈ જતો હતો.

"ગાંધી, તમે ઘણી મેહનત કરોછ"

તેનો જીવ કરવા પછી તેની વ્હાલી બાયડી તેને સમજાવા બેઠી. "હું બધું થતું જોતી આવીછ——"

"શું જોતી આવીછ?"

"કે તમે શક્તિ ઉપરાંત કામ કરોછ. શિખવવાનું કામ કેવું ફિકર છે, પ્યારા ગાંધી! આખો દહાડો ઘાંટો તોડવાનું અને છાતી દુખવવાનું. થોડી મેહનત ઓછી કરો, જીગર?"

"કેમ બને, ગુલી? જેટલું કમાવુંછ તેટલું ખર્ચાયછ તે તું જુવેછ. ઉભાં વર્ષમાં હું નાણું કેટલું બચાવી શકુંછ?"

વાત તો ખરી હતી. ગાંધી બિચારો આ વહીવટું પોતાને માટે કરતો નહી હતો. પણ તોબી ગુલીને માટે પોતાના વરની તનદરોસ્તી કરતાં વધારે કીમતી બીજું શું હોય?

"આપણે ખર્ચ ઘટાડીશું" ગુલીએ સમજણ પાડી. "આપણે હાલ રહીયેછેં તે કરતાં જરા ઉતરતી હાલતમાં રહીશું. આપણે હજી પણ નાનાં ઘેરમાં રહીશું. એકજ ચાકર છે તે પણ કાહડીશું. ઘેરનું બધું કામ હું કરીશ. કચરો હું વાળીશ. વાસણ કુસન હુંજ કરીશ. રોટલી હુંજ થાપીશ."

"નહી, ગુલી. ઓઘા કરેને તારો તે દાહડો કદી નહી આવે." ગાંધી હસીને બોલ્યો. "તું વાસન કુસન કરે, તું કચરો પુંજો કરે, ને હું મોજ કરૂં તે કેમ બને? મારી આ મેહનત પાલવે પણ તારી તે હલકી હેજગારી નહી પાલવે. તું ઘેર ચલાવેછ, પોતાને હાથે રાંધેછ તેજ બસ છે. આપણે ત્યાં રાંધનારા કોઈ બબરચીઓ તો નથી? ઉપર ઉપરનું કામ કરનાર એક મુસલમાન છે, રોટલી કરનાર એક બૈરી છે તે શું ઘણા કેહવાય કે? કચરાપતિ અને પરવારીનાં કામબી તું કરે કે?"

"અને તોપણ એ કામબી બિચારી કેટલી બૈરીઓને કરવાં પડેછ, મારા ધણી." ગુલી કાલાવાલા કરીને બોલી. "ગરીબાઈનેસાર ઘેરનું વહીતરૂં કરવું તેમાં શરમ શાની છે? તમે પછડાઈ પડો તેનાં કરતાં હું જરા વધારે મેહનત કરૂં તો શું?"

"નહી ગુલી, હું તુને મારા ઘેરમાં શેઠાણી બનાવવા પરણ્યોછ, ચાકરડી બનાવવા નહી."

ગાંધી લગાર ગંભીરાઈથી બોલ્યો અને ગુલીએ વધારે વાતના અખાડા કીધા. પણ તે આખી રાત ગાંધીએ બેચેનીમાં ગુજારી. તેને ઘણી મોડી ઊંઘ આવી અને તેબી ઘણી અધુરી ઊંઘ આવી. તેની લગભગ આખી રાત ફિકર અને અંદેશામાં ગુજરી કે જેવી ફિકરમાં આગળ કદી તેણે એક કલાકબી ગુજાર્યો નહી હતો.

"અગરજો હું આજે મરી જાવૂં તો મારાં બાયડી છોકરાંનું શું થાયૃ?" એ ગાંધીના તે રાતની ફિકર હતી. જેમ એક ફીણ ફીણ થતા સમુદ્રના મોજા એક પછી એક ચહડયા આવેછે તેમ આ વિચાર એકવાર અને પછી અનેકવાર ગાંધીના મનમાં ચઢી ચઢીને એકજ ઠેકાણે એકઠા થતા. તે ઠેકાણું પોતાના કુટુંબની હવે પછીની હાલતનું હતું. "મારાં બાયડી છોકરાંના ગુજારાને માટે મેં કશું કરેલું નથી. પણ માંદગી અને મોત કદી કહીને આવતું નથી, અને જો તે અચબુચ આવ્યું તો મારી આ ફરેશતાઈ ખસલતની ઓરતનું અને મારાં આ ગોલાબ સરખાં બાળકોનું શું થાય?"

"હું કમાવુંછ અને ખાવુંછ" વળી પાછો તેણે વિચાર કીધો. "પણ એ સઘલું હાલના વખતને માટે છે. એ તો હું કમાવુંછ ને બીજાં ખાયછ. પણ હુંજ તેઓને જમાડવામાંથી બાતલ થયો—જો જમના હાથે મનેજ એ વ્હાલાંઓની ગોદમાંથી છીણવી લીધો તો પછી આવતા વખતને માટે તેઓનું કમાવાનું ક્યાં છે? અને જમાડવાનું ક્યાં છે? કેવી ગુલાબ સરખી માતા, કેવાં પેરિયાં સરખાં બાળકો! જો એ લોકો જીવશે તો નામદારી મેળવશે પણ તેટલા માટે ઓઓ જીવેવાં જોઇયે. એઓને જન્મ આપ્યો તો એઓ પોતાની મેળે જીવવાને શક્તિવાન થાય ત્યાંસુધી તેમને જીવાડવાનો હક મારો છે, પણ હું જો મુવો તો એ બધાં

કેમ જીવશે? મારી પાસે નથી પૈસા ટકા કે નથી માલ મીલકત. ત્યારે એઓનો ભવિષ્યમાં નિભાવ શો?"

જે બાપ પોતાનાં બચ્ચાંને બેદરકારીથી પોતાની પાછળ તદન નિરાશ્રીત મુકી જાયછે તે બાપને ગુનેહગાર બણજો. પોતે મોજ કરે અને બચ્ચાં ભુખે મરે તે બાપ નહી પણ દુશમન જાણવો. પોતાની હૈયાતીમાં બચ્ચાંને મોજમ્બી કરાવે પણ હૈયાતી બાદ તેઓ ભીખ માગે તે મોજ નહી પણ આફત જાણવી. અલબતાં દરએક બાપ પોતાનાં ફરજંદોને માટે મોટી દોલત મેળી જવાને શક્તિમાન હોતો નથી—પણ તેઓ ભીખ નહી માગે એટલુંજ, તેઓ ગરીબ સંસારેબી પોતાનો કાળ કાહાડે એટલુંજ તેમને માટે રાખી જવાની દરએક બાપની ફરજ છે, અને જે બાપ એ ફરજ વિસારી પોતાની હૈયાતી બાદ પોતાના ફરજંદોને બીજાંની સહાયતા ઉપર તદન હાથ ઓશિતાં મુકી જાય તે બાપ આ દુનિયાંનો અને પેલી દુનિયાંનો ગુનેહગાર ઠરેછે.

કદાચ એમ બને કે બચ્ચાંને માટે નાણું રાખવા જતાં તે ઉમેદ અધુરી રહી જાયછે. કદાચ એમ બને કે પોતાના હાલનાજ ,નિભાવને માટે કાંઇ નહી હોય તો હવે પછીના નિભાવનો ખ્યાલ પણ થઈ નહી શકે. કદાચ એમ બને કે બચ્ચાંને માટે જોગવાઇ કરવાની બાપની કોશેશો વચેજ તેનો જીવ જાય અને બિચારાં બચ્ચાં રખડી મરે. તેવી હાલતમાં બિચારાં બાપ અને બચ્ચાં બંને સરખી હીણ ભાગ્યનાં અને લાચાર ગણાય અને તેમાં કોઇનો વાંક નહી નીકલે. પણ આપણે તો પોતાનાં બચ્ચાંનું ભવિષ્ય જાણીબુજીને ભુલી જનારા, પોતાની મોજમાં બચ્ચાંના આવતાં જીવતર વિષે બેદરકારી બતાવનારા, જે ઓદા કરે તે ખરૂં એવા ખ્યાલથી બચ્ચાંને પાછલી જીંદગીમાં પરઆધાર અને પરઆધીન નાખી જનારા તકસીરવાર બાપોને વિષે આપણે તો આ બોલીયે છીએ.

---

## પ્રકરણ ૯ મું.

## સંકટને સામું જોનાર.

ગુમાસ્તાનાં ગાંધીમાં એક ગુણ હતો. એ ખુબી કદાચ તે પોતાની પ્યારી ગુલીથી શિખ્યો હોય, કેમકે ગુલીમાં તો એ ગુણ ખાશ રીતે ખીલેલો હતો. એ "સંકટને સામું જોવાનો" ગુણ હતો.

જ્યારે કાંઈ સંકટ આવતું જણાય ત્યારે તેના બોજા તળે દબાઇ જવું, તે સંકટથી બીહને ધબરાઈ જવું, તે સંકટને માટે બડબડવું, રડવું યા કુટવું એ નહી ગાંધીની કે નહી ગુલીની ખાશીઅત હતી. મુશકેલી અને આફતવેલા "ઓદા ઓદા" કરવાનું, "મારા જેવું દુઃખ કોઇનું નહી હોય" એમ લોકો આગલ રૂવરાનીના રોદરા રડવાનું નહી ગુલીને આવડ્યું કે નહી ગાંધીને આવડતું હતું. તેઓ "સંકટને સામું જોનારાં" વરવહુ હતાં. તેઓ આફતની આગમચેતી કરનારાં, મુસીબતની મુશકેલીઓ સામે લડનારાં, દુઃખ ઉપર જીત મેલવવાની કોશેશ કરનારાં ધણીધનીઆણીનું જોડું હતું.

ગાંધી પાસે દોલત કે માલ મીલકત નહી હતાં, એટલુંજ નહી પણ જો તે બિચારો નાણું બચાવવા માગે તો જે હિસાબે તે કમાતો હતો તે હિસાબે તેને સારી પુંજી એકઠી કરતાં એકથી વધારે જનમારા ગુજારવા જોઇયે. તેણે જલદી દોલત મેળવવા માટે યાતો ચોરી લુછાઇ યા હરામખોરી કરવી જોઇયે, યાતો ગરીબાઈ ઉપર સબુરી પકડવી જોઇયે. તે પોતાની આવક અને પો-

તાના ખર્ચ પ્રમાણે ફાજલ નાણું શું બચાવી શકે? અને બચાવીને કેટલું બચાવી શકે? અને તોપણ બચ્ચાંને આ જગતની જંજાલમાં નિરાધાર અને નિરાશ્રીત મુકી જવાં તો નહી જોઇયે ત્યારે ઉપાય શો?

એકજ ઉપાય ગાંધીએ પોતાના મનમાં નક્કી કીધો. તે ગુલીને જાહેર કીધો. ગુલીથી ગાંધીએ પોતાની કશી વાત છુપાવી નહી હતી. ગુલી ગાંધીનો સર્વેથી સરસ દોસ્ત, સર્વેથી સરસ પ્રધાન, સર્વેથી સરસ સલાહકારી, સર્વેથી સરસ મદદગાર હતી. માટે પોતાની આ ધારણા તે ગુલીથી કદી પણ છુપાવવા ચાહતો નહી હતો.

"ગુલી, તું શું ધારેછ વારૂ?" ગાંધીએ ગુલી સાથ નાસતા ઉપર વાત ચલાવી, કે જ્યારે બચ્ચાં આગળ નહી હતાં "આંજ આખી રાત મેં શો વિચાર કરયા કીધોછ વારૂ?"

"કાંઈ દુઃખનો? મેં જોયુછ કે તમોને આજે ઉંઘ નથી આવી" ગુલીએ જવાબ દીધો.

"દુખનો નહી પણ સાહુચેતીનો મેં વિચાર કીધોછ, ગુલ."

"સાહુચેતી? શાની સાહુચેતી?" ગુલીએ ચિંતાતુર નવાઇથી પુછયું.

"હું અચરત છું કે એ સાહુચેતી મને આગમચથી કેમ સુજ નહી પડી. કાલ રાતની મારી બેશુધ્ધીએ મને આ ડાહાપણ શિખવ્યુંછ."

"પણ શું? ખોલાસાથી વાત કરો, ગાંધી." ગુલીની આતુરતા આ વાત ઉપર વધતી જતી હતી.

"ગુલી, આ જીંદગીનો શો ભરૂસો?" ગાંધી ઘણાજ ગંભીર ચેહરાથી પણ ખુશ મિજાજથી બોલ્યો "આપણા સુખીમાં સુખી અને તનદરોસ્તમાં તનદરોસ્ત માણસ પણ કાલ કેવી છે તે કહી શકવાનો નથી."

ખરી વાત છે, ગુલી મનથી બોલી. ગુલીને પોતાને આ અંદેશો ઘણીવાર ઉપજ્યો હતો કે જો ખોદા ન કરેને મારા વરને મારી ગોદમાંથી છીનવી લેવામાં આવે તો પછી અમારૂં શું થાય? પોતાનું શું થાય તેની ગુલીને પરવા નહી હતી પણ આ બચ્ચાંઓનું શું થાય!

"હું એમ નથી કેહેતો, ગુલી, કે બીજાંઓ કરતાં મારી જીંદગીનો ઓછો ભરૂસો છે." તેને ચૂપ જોઇને ગાંધી આગળ બોલ્યો, "પણ આપણે તેમ સમજીને ચાલવું જોઇયે. આવતી કાલનો મારો કાંઈજ ભરૂસો નહી હોય તેમ આપણે તો સાહુચેત રેહવું જોઇયે."

આ દુઃખ ભરી યાદમાં ગુલી એકમત હતી, પણ એટલી દુખી હતી કે તેનાથી બોલી શકાયું નહી.

"ગુલી, મેં સાહુચેતીનો એક ઉપાય ધારી રાખ્યોછ." અંતે ગાંધીએ ગુલીને બોલવાનું કારણ આપ્યું.

"શો ઉપાય?"

"મારે મારી હૈયાતીનો વીમો ઉતરાવવો જોઇયે."

"પણ વીમો ઉતરાવાના પૈસા જોઇશે." ગુલીએ ફિકર બતાવી. હૈયાતીનો વીમો શું અને તે કેમ ઉતારવો તે વિષે ગુલી બીજાં બૈરાંઓ પેઠે નાવાકેફ નહી હતી.

"અલબતાં પૈસા જોઇશે, અને તોપણ વીમો ઉતરાવવોજ જોઇશે." ગાંધીએ જરા ચોખીને પુછયું "પણ કેમ, ગુલી, તું મોહડું કુમલાવેછ? શું તુંને એ વાત ગમતી નથી?"

"મારી ધાસ્તી એટલીજ છે, ગાંધી," ગુલી મોટાં દુઃખ સાથ બોલી "કે વીમો ઉતરાવ્યા પછી આપણા ઘેરના ખર્ચમાં વીમાનાં પ્રિમિયમનો નવો ખર્ચ વધશે અને તેથી કરીને તમે હાલ જે શખત મેહનત કરોછ તેમાં વધારે મેહેનત કરશો."

"મેહેનત તો કરવાનીજ. મેહેનત વગર કાંઇ જીવાય, ગુલી?"

"પણ હું તો તમારી મેહનત ઓછી કરાવવા માગુંછ. તમારાથી આગળના જેવી હવે મેહનત થતી નથી. કાલેજ મેં તમોને તમારૂં કામ ઓછું કરવાના કાલાવાલા કીધા, પણ તમે તો આ વળી કામ વધારવાની વાત લાવ્યા."

"ખરૂં છે, ગુલી, કે વીમો ઉતરાવ્યા પછી ચાલુ ખર્ચમાં નવો ખર્ચ વધશે" ગાંધીએ કબૂલ કીધું "પણ તેમ બીજા હાથ ઉપર વીમાના ફાયદાનો વીચાર કર. બચ્ચાંના આવતા વખતના ગુજરાણને માટે બંદોબસ્ત કરવાથી કેટલી ધીરજ રેહશે? અને કેટલી ચિંતા ઓછી થશે? તેજ પેહલાં તો જીંદગીને લાંબી કરવાનું કારણ મળશે. ચિંતાથી આયુષ ઘટેછ, ગુલી; પણ આ ચિંતા આપણે માથેથી ઓછી થવાથી મારા આયુષ વધશે."

"તે હું ના નથી કેહતી, ગાંધી." ગુલી ક્યાં હૈયાતીના વીમાના ફાયદા ના પાડતી હતી? "પણ તમારી વધતી રગડની મને તો ફિકર છે. પણ વારૂ ફિકર નહી. મેં કાલેજ તમોને મારો ઠરાવ કહ્યોછ તેમ હું ઘેરનો ખર્ચ ઓછો કરીશ."

"તેથી કેમ બનશે, ગુલ?" ગાંધીએ નિરાશા બતાવી.

"નહી શું બને?" ગુલીએ મજબૂત ઠરાવ બતાવ્યો. "વધતું પ્રિમિયમ ભરવા સારૂ તમોને વધતી મેહનત કરવી પડે તેના કરતાં ઘેરનો ખર્ચ ઘટાડી તમારી હાલની મેહનત અને હાલનીજ કમાણીમાંથી પ્રિમિયમ ભરી શકાય એમ હું ઘેરખર્ચ ઘટાડી આપીશ. મેં ઠરાવ કીધોછ અને તેમ હું ચાલવાની."

"ગુલી, હુ વધતી મેહનત કરતાં મરતો નથી" ગાંધીએ તેને હસીને સંમજાવી. "મારૂં કામ ઓછું કરવાની કશી અગત નથી. હું જોરાવર નહી હઇશ, પણ હું કાંઈ આજારી નથી. આ બોજો મન ઉપરથી કાહાડી નાખ્યા પછી, મારી ખાતરી છે કે, વધારે ખુશાલી સાથે હું વધારે કામ કરી શકીશ."

"કેટલાનો વીમો ઉતરાવશો?"

"હાલ તો દસ હજારનો. તેનું પ્રિમિયમ કેટલું બેસશે તે હું જાણતો નથી પણ આજને આજ ઠલાશ કરીશ."

ગુલી કાંઇ બોલી નહી પણ ડસકાં ખાવા લાગી.

"કેમ? વળી શાની હાય મારવા બેઠી, ગુલી?"

"વીમાની વાત મને આવતી આફતની યાદ આપેછ." ગુલી આંખમાં આંસુ લાવીને બોલી "ઓ! તે દહાડો ખોદા કદી નહી બતાવે."

"હવે બેવકુફ ના બન" ગાંધીએ તેને થંડી પાડી. "કેટલાક લોકો વસિહતનામા વિષે છીટ રાખેછ અને વસિહત કરતા નથી કેમકે તેઓ મરવાને બીહેછ અને એમ સમજેછ કે વસિહત કીધાથી મોત જલદી આવશે. તેમ બીજાઓ વળી વીમો ઉતરાવવાને બીહેછ. વીમો ઉતરાવ્યાથી કાંઈ માણસ મરી જતો નથી. ઓર મને બીહીક એ છે કે મરવાની અગમચેતીમાં વીમો ઉતરાવ્યા પછી હું જીવીશ અને વળી એટલો લાંબો જીવીશ કે પ્રિમિયમના રૂપીઆ બધા પુરા થઈ જશે અને વીમાથી તુંને જેટલા પઈસા મળશે તે કરતાં કદાચ બમણા હું ભરી ચુકીશ અને તોપણ મોત નહી આવશે."

"તેમજ થશે, અને તેમ પ્રિમિયમ બેવડું ભરાશે તેનો તમારી લાંબી જીંદગીથી બદલો વલી રેહેશે."

"પણ હૈયાતીનો વીમો ઉતરાવવામાં બીજો એક લાભ તું જાણેછ, ગુલી?" ગાંધીએ ખુબ ઉલટમાં આવીને વાત ચલાવી. "વીમો ઉતરાવ્યાથી ખર્ચ બચાવવાની ફરજ પડશે, ચિંતા ટલશે અને જીવને ધીરજ મળશે, તેના ઉપરાંત મોટો લાભ તો એ થશે કે જે કંપની વીમો ઉતારશે તે કંપનીના શેરહોલડરોનો લાભ કે વીમો ઉતરાવનાર જીવે તેમ સારૂં, માટે તેટલાબધા હજારો શેરહોલડરોની દુવા અને આશિર્વાદ મને મળશે. હું લાંબા વર્ષ જીવું એવી મારે માટે દુવા માગનારાઓ વધશે."

"પણ આપણા દીકરાઓનું શું કરશો?" ગુલીએ અંદેશો બતાવ્યો. "તેઓની કેળવણીનો ખર્ચ ક્યાંથી નિકળશે?"

"તારા દીકરા, ગુલી, તારી ખરી દોલત સમજજે. ગમે તે ખર્ચ ઘટાડજે, પણ તેઓની કેળવણીનો ખર્ચ ઘટાડતી ના, ગુલી. એ દીકરાઓ આપણો દહાડો વાલી આપશે. એ-

ઓને જરૂર ઉંચી કેળવણી આપીશું. હું તો મોટી પદવી લેતો રહ્યો પણ આપણા દીકરાઓને મોટા ડાકટર યા મોટા જડજ બનાવીશું."

ખોદાની બક્ષેશથી દીકરા તેવાજ હતા. ગુલી ગરીબને ત્યાં આ તો ધીકતું ધન્ય અવતર્યું હતું. જેનો બાપ વિદ્વાન તેના બચ્ચાં પણ વિદ્વાન થાય તેની શી નવાઇ? પણ વિદ્વાન અને કેળવાયલા ગાંધીના દીકરા કેળવણી લેવામાંજ કુશલ માત્ર નહી હતા. તેઓ જેમ ગાંધીના દીકરા તેમજ ગુલીના દીકરા હતા. જેમ કાબેલ બાપના દીકરા હતા, તેમજ એક સમજુ અને પતિવ્રતા માના તે પુત્રો હતા. માટે જેમ બાપની હોશ્યારીનો તેમજ માની પવિત્રાઇનો પણ તેમના લોહીમાં વારસો ઉતર્યો હતો. તેમના બાપ અને મા બેહુ તેમના કુમલાં મગજોમાં પોતાની વલાણ ઉતારવાની મેહનત લેતાં હતાં. બાપ તેમને વિદ્યાની અને મા તેમને નીતિની કેળવણી આપતાં હતાં. જેમ તેમની નિશાળ તેમજ તેમનું ઘેર પણ કેળવણીનુંજ ધામ હતું. નિશાળની કેળવણી કરતાં ઘેરની કેળવણી વધારે તોફો હતી; અને નિશાળ તથા ઘેર બેહુ ખાતાં સાથે મળીને ગુલીને પોતાના દીકરાઓના દીદામાં દોલતમંદીની આશા આપતાં હતાં.

રૂસતમ, સોહરાબ અને બરજો ત્રણે બચ્ચાંઓને લોકો શાબાશી પોકારતાં હતાં. જેમ તેઓ ઉમરે ઉગતા જતા તેમ તેઓ કેળવણીમાં પુખ્ત અને ગુણમાં શ્રેષ્ટ થતા જતા હતા. તેઓ સમજુ અને વિચારવંત, તોપણ હસતા અને રમતા હતા. નિશાળમાં તેઓ ત્રણે પેહલું નંબર રાખતા હતા. તેઓ પોતાના શિક્ષકોના વ્હાલા હતા. તેઓ પોતાના ભાઈબંધ નિશાળિયાઓના માનીતા હતા. ત્રણે ભાઈઓ જોકે સરખું શિખેલા નહી હતા, તોપણ ત્રણે પોતાના ભણવામાં પોતાની ઉમર કરતાં આગળ વધી ગયા હતા. ઘણાં માતબર માબાપો પોતાના પછાત પડેલા પુત્રોને આ જુવાન છોકરાઓના દાખલાથી શિખવવા માંગતાં હતાં. ઘણા લોકો તેમને રસતે જતાંજ જોઇને ખુશી થતા તથા 'જીવતા રેહજો' એમ દુવા દેતા હતા. તેઓ નિશાળમાંથીજ તાબેદાર નહી પણ સરદાર જેવા હતા. તેઓ નિશાળિયાઓ પાસે શિખવા જતા નહી હતા, પણ નિશાળિયાઓ તેમને પુછવા આવતા હતા. માસતરને કેહવા જવું હોય તો પોતપોતાનાજ કલાસમાં નિશાળિયાઓ આ પોતપોતાના વડાને ચુંટી કાહાડતા હતા. તેઓ "વડા નિશાળિયા" હતા, પણ તેમાં હવે પછીની જીંદગીમાં પણ તેઓને વડા બનાવવાનો પાયો નાખેલો હતો. તેમના આ "વડા નિશાળિયાપણા" માં ઉંડો ભેદ હતો.

---

## પ્રકરણ ૧૦ મું.

## હૈયાતીનો વીમો—ડાકટરની તપાસ.

હૈયાતીનો વીમો શું તે અમદાવાદમાં લોકો થોડાજ જાણતા હતા. આગનો વીમો તેઓ સમજતા હતા, માલને જોખમ થાય તેની સામે તેઓ વીમો ઉતારતા હતા, પણ પોતાની સર્વેથી કીમતી હૈયાતીનો વીમો ઉતારવાના ફાયદાની તેઓને થોડીજ ખબર હતી. મુંબઇની એક મોટી વીમા કંપનીએ પોતાના એક એજંટની મારફતે વીમાની આફીસ નુર્તનીજ ઉઘાડેલી હતી.

બપોરની છુટી પછી ગાંધી તે વીમાની આફીસમાં ગયો. ત્યાંથી તેને એક છાપેલું કાગળ આપવામાં આવ્યું કે જેમાં હારબંધ સવાલો પુછેલા હતા. શું કરવું તે આફીસમાં બેઠેલા એજંટે ગાંધીને સમજાવ્યું અને હજી તો સ્કુલમાં પાછો જવાને અડધા કલાકની વાર હતી તેટલાં ગાંધી ઘેર આવી પુગ્યો. ઘેરમાં તેણે ઉતાવલે જમી લીધું. ગુલીએ તેને ઠપકો આપ્યો કે આમ ઉતાવલમાં જમી લીધેલું કાંઈ કારગત લાગશે નહીં. પણ કામ ઉતાવલનું અને ઉલટ ભરેલું હતું.

વીમો ઉતારવાનો એકવાર ઠરાવ કીધો તો તેમાં વખત ખોહવો નહી જોઇયે. જાણે કે આટલાં વર્ષ સુધીની પોતાની આગલી ગફલતનો પસતાવો થતો હોય અને પુરતી તાકીદથી તે આ ગફલતની તોજેરા કરતો હોય તેમ, ગાંધી, જલદીથી ખાધું નહી ખાધું કરીને પોતાની ટેબલ આગળ પેલું છાપેલું કાગળ કાહાડીને તેમાંના સવાલોના જવાબ લખવા બેઠો.

"ઓહો! કેટલા બધા સવાલ?" ગુલી ગાંધીની ખાંધ ઉપર હાથ મુકી પાસે ઉભી રહીને કાગળ વાંચતી હતી તે બોલી ઉઠી. "પણ આ ઉમરની સાબેતી માગીછ તે સાબેતી ક્યાંથી લાવશો, ગાંધી? તમારો ટપકો તો છેજ નહી."

"ટપકા વગર ઉમર સાબેત કરવાની મેહનત પડશે ખરી. પણ ગુલી, હું મારા મામા રૂસતમજી દુબાશ ઉપર લખીજોઇશ, જો તેવણ મારી ઉમર વિષે સરટીફીકિટ આપે તો બસ." ગાંધીએ અટકલ બાંધી.

"પણ રૂસતમજી મામા તો તમારી સાથ રીસાયલા છે, તેવણ જવાબ કેમ આપશે?"

"જોઇશું. બનતી કોશેશ કરીશું" ગાંધી કેટલાક સવાલોના જવાબ લખતો લખતો બોલ્યો. "પણ ગુલી, આ સવાલનો જવાબ શું? 'તમોને કાંઇ દારૂ, અફીણ, ગાંજો, તંબાકુ કે બીજું કશું બ્યસણ છે કે નહી? તમે કદી કેફની અસૂર તલે આવ્યા છો કે નહી?' ગુલી, હું કોઇ દહાડે છાકટો તો થયો નથી. હું લખું કે મારી બૈરી મને દારૂ પાઇ છાકટો કરેછ?"

ખુશ મશખરીથી જવાબો લખતો લખતો ગાંધી પત્રકમાંના તનદરોસ્તીને લગતા સવાલો ઉપર આવ્યો. ગુલીની સાથે મસલત કરતાં કરતાં જવાબો ભરી આપ્યા અને ગુલીએ આ જવાબો એટલા તો મનમાનતા વિચાર્યા, ગાંધીની તનદરોસ્તી તેણે એટલી તો પુરતી આ જવાબોમાં જોઇ કે હવે વીમાવાલાએ વીમો ઉતારી આપવા માટે કશું બાકી રહેલું તેણીએ ધાર્યું નહી.

"નહી નહી, હજી તો એક કફારત બાકી છે." ગાંધીએ ભૂલ ભાંજી "હજી તો કંપનીના ડાકટર પાસે મારી તપાસ કરાવવાની છે."

"કાં વારૂં?" ગુલીએ અચરત થઇ પુછ્યું "આ જવાબની અંદર આપણા ઘેરના ડાકટરનું નામ માગેલું છે, ને તમે ડાકટર રતનજીનું નામ ભરી આપ્યુંછ. તેવણ તમારી તનદરોસ્તીની સરટીફીકેટ આપશે તે બસ નથી કે?"

"નહી. કંપની પોતાના ડાકટર પાસ વીમાના ઉમેદવારોની તપાસ કરાવવા માગેછ. એમ ધારો છે. કંપનીનો ડાકટર ડેનીસન છે. તે કંપનીની આફીસમાં દર અઠવાડયામાં સોમવાર અને ભૃસ્પતવારે આવેછ, પણ આજે સુકરવાર છે માટે સોમવાર સુધી મારી તપાસને સારૂ થોબવા કરતાં ડાકટર ડેનીસન દરરોજ સાંજના ૪ કલાકે પોતાને ઘેર તપાસ કરી શકેછ તેમ હું આવતી કાલ સાંજે એની પાસે જઇશ. મેં કંપનીની આફીસમાં કહી રખ્યુંછ."

ડાકટર ડેનીસન કાપમાં છેક શાહીબાગ આગળ દૂર રેહતો હતો. બીજે દહાડે શનિવારે ગાંધી ત્યાં ચાલતો જઇ પુગ્યો ત્યારે તે એક ઘરાકને જોવામાં રોકાયલો હતો. તે ઘરાક જવા પછી તેણે ગાંધીને પોતાના ઓરડામાં બોલાવ્યો. ગાંધીને ડાકટર ડેનીસન સાથ ઓળખાણ હતી. વીમાની આફીસમાંથી ગાંધીના જવાબોનું કાંગળું ડાકટર ડેનીસન ઉપર આવી ચુક્યું હતું. તે ગાંધીને જોતાંવાર ખુશી થઇ બોલ્યો કે "મી૦ ગાંધી, હું ખુશી છું કે તમે તમારાં બચ્ચાં તરફની ફરજ બજાવવા માટે વીમો ઉતારવાનું ડાહાપણભરેલું પગલું ભરોછો."

એમ કહી તેણે ગાંધીની તપાસ ચલાવી. આ ડાકટર પાસે સવલોનું વળી બીજું કાગળ હતું, જેમાં વળી બીજા જવાબો ભરી આપવાના હતા. નામ, ઠેકાણું, ઉમર, ધંધો, માબાપ, તેમની સ્થીતિ, તેમની તનદરોસ્તી સઘળા સવાલો પુછીને ગાંધીના જવાબ

લખી લીધા. પછી ગાંધીની પોતાની તનદરેસ્તી વીશે ડાકટરે તેને એટલાબધા સવાલો પુછયા કે જેટલા પ્રશ્નો તેને કોઈ દહાડે કોઇએ પુછયા નહી હતા. કોઈ દહાડે આજારી પડયા હતા? કાંઈ દર્દ થયાં હતાં? શું દર્દ હતાં? તે સઘલું લખી લીધું. તમોને કાંઇ થાક લાગેછે? મેહનત થાયછે? ભૂખ લાગેછે? કાંઇ બદહજમી થાયછે? કાંઈ સલેખમાં થાયછે? કોઈ દહાડે ખાંસી થઇછે? કાંઇ ફેર તમર આવેછે? કોઈ દહાડે બેશુદ્ધ થયાછો?

બધા જવાબ ગાંધીએ મજેથી આપ્યા પણ છેલા બે ચાર જવાબો ઉપર તે અટક્યો. "હા, ગઈ કાલેજ હું બેશુધ થયો હતો."—"મને કોઈવાર થાક લાગેછ."—"કોઇવાર ઘણું કામ કરીને ઘેર આવુંછ ત્યારે મને ફેરચક્કર આવેછ."—"મને જરા જરા ખાંસી છે."—"સુકી ખાંસી છે અને તે રાત્રે વધેછ" ઇત્યાદી જવાબો ડાકટરે લખી લીધા. ગાંધી જોતો હતો કે ડાકટર "હં! હે!" કરી સઘલું પુછી લેતો હતો, પણ કાંઈ મત આપતો નહી હતો. એમ કરતાં નાડી જોઈ તે લખી લીધી. દમ કેટલો ચાલેછ તે ગણ્યો અને લખી લીધો. ગાંધીને ઉભો રાખીને ફીટથી માપી જોયો અને લંબાઇ પોહલાઈ લખી લીધી. તેનો વજન લખી લીધો, ઇત્યાદી.

"હવે, મી० ગાંધીભાઈ, જરા કપડાં કાહાડો." ડાકટરે ફરમાસ કીધી.

"બધાં કપડાં?" ગાંધીએ અચરત થઇ પુછયું.

ડાકટરે અંગરખો કહડાવ્યો, તેની હેઠલનું બદીઆન કહડાવ્યું, તેની હેઠલનો સદરો ઉંચકાવ્યો અને ગાંધીની આખી છાતી તપાસી. જેમ કુંભારનું હાલ્લું અથવા કોઠી કે ખીલેરનું વાસણ વેચાતું લેતી અગાઉ તેને ટકોરા મારીને થોકી જોઇયે છીયે, તેમ ગાંધીની છાતી જાણે કે ઓખરી છે કે નહી તે તપાસવા હોય તે મીશાલે ડાકટરે તે છાતી આંગલાં થોકી થોકીને તપાસી. પણ એટલાંથી તે ધરાયો નહી. તેણે બે મોહડાંની એક નલી કાહાડી, તે નલીનું એક ભુંગલું છાતીપર મુકી બીજાં ભુંગલાથી પોતાના કાન વાટે છાતીની અંદર ચાલતો સંચો સાંભલવા ઉભો. તેણે આગલ પાછલ ફેરવીને કાન દઈ સાંભલ્યા પછી પાછાં કપડાં પેહરવા ગાંધીને ફરમાવ્યું.

"તમે દિલપર ફલાનલ નહી રાખતા, મી० ગાંધી?" જ્યારે તે કપડાં પેહરતો હતો તેટલામાં ડાકટર તેને ટીકી ટીકીને માથાથી પગવેર તપાસતો રહી બોલ્યો.

"હું થંડીમાં ફલાનલ પેહરૂંછ." ગાંધી બટન પોતાં બોલ્યો. "હમણા તો હુનાલો છે અને એટલો તાપ પડેછ કે ફલાનલની જરૂર નથી."

"હમણાજ વધારે જરૂર છે." ડાકટરે સલાહ આપી "જ્યારે પસીનો જીયાદા પડતો હોય ત્યારે તો બદનની અચબુચ ગરમી ઉપર અચબુચ સરદી લાગુ નહી પડે માટે ફલાનલ વધારે પેહરી રાખવું જોઇયે. દિલગીરીની વાત છે કે તમારા સરખા સમજુઓ એ ફરજ ભુલી જાયછ."

ડાકટર ડેનીસન આ શબ્દો એવા ગંભીર ચેહરાથી બોલ્યો કે તેમાં કાંઈ ભેદ હોય એમ ગાંધીને લાગ્યું, પણ તે કાંઈ સમજ્યો નહી અને તેણે એ વિષે વિચાર પણ કીધો નહી. ગાંધીએ પોતાનો બચાવ બીજાઓના દાખલાથી કીધો.

"બિચારા હીંદુઓ દરએક મોસમમાં ફલાનલ વગર ફરી શકેછ." તે બોલ્યો.

"પણ બધા તનદરેસ્તીમાં સરખા નથી" ડાકટર જરા બજીદ થઈને બોલ્યો "અને જે હીંદુઓ જરૂર છતાં ફલાનલ નહી પેહરતા હશે, તેઓની હાલત કેવી હેરાનગતી ભરેલી હશે તે તમે શું જાણો? તમારા કેસમાં, મી० ગાંધીભાઈ, તમોને ફલાનલની જરૂર છે. ઘેર જતાંવાર તે પેહરજો અને કદી કાહાડતા ના."

ગાંધીએ આ અગત્યની સલાહને માટે તેનો ઉપકાર માન્યો અને ડાકટરે તેને થેક-

હેડ કીધી. મતલબ કે હવે તેણે જવું. પણ ગાંધી ગયો નહી.

"મારો જવાબ?" ગાંધી પુછતો ઉભો રહ્યો.

"જવાબ હું વીમાની આફીસમાં લખી મોકલાવીશ." ડાકટરે થંડે પેટે કહ્યું. "તમોને જવાબથી વાકેફ કરાય નહી."

"કાં નહી, સાહેબ?"

"આ તપાસ ખાનગી છે, કંપનીના ઘરાકો આગળ તેનો રિપોર્ટ કેહેવાની મને સતા નથી."

"પણ ખાનગી મિત્ર દાખલખી નહી?" ગાંધીએ ઇનતેજારીથી પુછયું "મને તમે પસાર કરશો કે નહી તે કંપનીના ડાકટર દાખલ તમોને હું પુછતો નથી, પણ મારા એક દોસ્ત દાખલ પુછુંછું."

"તેમ કેહેવાને મને અડચણ નથી." ડાકટરે જવાબ દીધો "પણ તમોને કેહવા જોગ નથી. ઘણા લોકો ડાકટરને ખરેખરી બીના પુછેછે, પણ જ્યારે ડાકટર ખરો જવાબ કેહછે ત્યારે તે લોકો દિલગીર અને ના હિમત થાયછે એટલુંજ નહી પણ ઘટતા ઉપાયો કરવાને બદલે ઓર નાઉમેદ થઇ પોતાના જીવનીવધારે ખરાબી કરેછે."

"પણ હું તેવો અણસમજુ નથી, ડાકટર." ગાંધીએ ઇનતેજારીથી પુછયું "હું કબુલાત આપુંછું કે તમારા જવાબથી હું નાહિમત નહી થઇશ અને નાઉમેદ પણ નહી થઇશ."

"ત્યારે મારો જવાબ એટલોજ છે કે મારો રિપોર્ટ તમારી વિરૂધ થશે. હું તમોને વીમાને માટે પસાર કરી શકતો નથી."

"નહી! અને કેમ નહી?" ગાંધીએ ચેહરા ઉપર ફિકર બતાવી નહી, પણ તેણે ફિકરમંદીથી આ સવાલ પુછયોછે તેમાં કશો શક નથી. "તમે મારી સામે રિપોર્ટ કરો કાં વારૂ?"

"તમારી તનદરોસ્તી પુરતી નથી. તનદરોસ્ત આતીનો હું તમોને રિપોર્ટ આપી શકું નહી."

"તનદરોસ્ત નહી!"

"તમે ધભરાવો ના. હું એમ નથી કેહેતો કે તમે જરા પણ તનદરોસ્ત નથી. પણ વીમા સારૂ જેવી તનદરોસ્તી જોઇયે તેવી તનદરોસ્તી તમારી નથી."

ડાકટરે ધાર્યું કે આ જવાબો બસ થયા. પણ આશાવંત ગાંધીને એટલા જવાબથી ધિરજ શી આવે? તે તો હજી પુછતોજ ઉભો.

"પણ સાહેબ, મારી તનદરોસ્તીને શું છે?"

"તે મને ના પુછો, મી૦ ગાંધીભાઇ."

"હું માગી લેવુંછ કે મને ખરેખરૂં કહો." ગાંધી કાલાવાલા કરવા લાગ્યો. "હું ખાતરી આપુંછ કે, તમે મને કેહેશો તો હું કાંઇ બીહવાનો નથી કે ધભરાવાનો નથી. તમે મને મારી ખરેખરી હાલત જણાવી ઓર મને સાહુચેત કરશો અને તનદરોસ્તી સુધારવાના ઉપાય લેવાની રાહ ઉપર તમે મને મેળશો તેથી ઓર મારા અને મારા કુટુંબના હકમાં ભલું કરશો. વાસતે હું આજીજીથી અરજ કરૂંછું કે મને શું છે, તે કહો."

"તમોને છાતીનો મરજ છે."

"એટલે?" આ સવાલ પુછતાંજ ગાંધીને લાગ્યું કે જાણે તેની છાતી અંદરથી બેસતી જતી હોય.

"તમારા સરખો ધંધો કરનારાઓ આખો દહાડો મોટે સાદે બોલેછે તેઓને જે સાધારણ દર્દ થાયછે તેજ તમારૂં પણ દર્દ છે."

"શું સાહેબ, ખહી?" ગાંધી આ નાપાક નામ ઓચરતાંજ ખુરસી ઉપર બેસી ગયો.

"હા. તમે ખરેખરૂં જાણવા માગોછો તો તમોને ચેતવવાની મારી ફરજ છે કે તમારાં ફેફસાં ખવાઇ ચાલ્યાંછે."

ગાંધીના બરડામાં તાજું લખલખું ભરાતું હોય એમ તેને લાગ્યું, પણ સચાઇ જાણવાનો તેણે ઠરાવ કીધો હતો.

"ડાકટર, મારાં ફેફસાં ઉપર જુનો મરજ લાગ્યો છે કે તુર્તનો?" તેણે પુછયું "મારાં ફેફસાં બધાં ગયાંછે કે કાંઇ રહ્યાંછે?"

"જો હું તમોને એમ કહું કે તમારાં ફેફસાંને જાજી અલુવલ નથી આવી તો હું જુઠું બોલું." ડાકટર ડેનીસન ઘણાંજ દુઃખ

સાથ બોલ્યો "તમે ખરેખરૂં જાણવા માગોછો તો મારે કેહેવાની ફરજ છે કે તમારાં ફેફસાંમાં દર્દ ઘણું ફરી વલ્યુંછે."

"હું કાંઇ જાણતો નથી. મને કોઇએ આજવેર કહ્યું નથી" ગાંધી ધભરાટથી બોલ્યો.

"તમે નહી જાણો. કોઈ નહી જાણે." ડાકટરે ખોલાસો કીધો. "સાધારણ તંદરોસ્તીમાં સઘળું બરાબર ચાલ્યા કરે તો ડાકટરો પોતે પણ ઠગાયછે."

"અરે અફસોસ! ડાકટર, મારાં બચ્ચાંનું શું થશે?" ગાંધીની આંખોમાં પાણી આવી ગયાં "હું પોતાને માટે જરા દરકાર કરતો નથી. પણ મારી બાયડી અને ચાર છોકરાં છે. જો હું મુવો તો મારાં બચ્ચાં પાસે મુદલ ખાવાનું નથી."

"પણ હું હજી બોલી નથી રહ્યો, મીં૰ ગાંધીભાઈ." ડાકટરે ધીરજથી તેને થંડો પાડવાની કોશેશ કીધી. "તમે કબુલાત આપીછે કે તમે ધભરાવું નહી અને હવે તમે મને પુરૂં કરી રેહેવા અગાઉ તો ધભરાવોછો. જોકે તમારો મરજ ખરાબ છે, તોપણ હજી તમોને આશા મુકવાનું કારણ નથી. હજી ઉપાય તમારા હાથમાં છે અને એક બચ્ચાંના બાપ તરીકે તમારે ધભરાવું નહી પણ ઉપાય કરવા જોઇયે."

"અને શો ઉપાય કરૂં, સાહેબ?" ગાંધીએ હિમત પકડીને પુછ્યું.

"તમે અંહી ઘણા વર્ષથી વસોછો?"

"મને પરણ્યાનેજ સોલ સતર વર્ષ થયાં, અને તેની એક વર્ષ અગાઉથી હું અંહી રહુંછું."

"અંહીની હવા તમારા સરખાને માટે ખરાબ છે. અંહી જનમેલા અને સદા વસનારાને કાંઈ થાય નહી, પણ બાહેર ગામના નબલા બાંધાના માણસોને અંહીની ગરમી ગુણગારી નથી. અહીં સદવાર સાંજ થંડી અને દિવસમાં સખત ગરમી પડેછે ત્યારે એક દહાડામાં ૧૦ થી ૨૦ ડાગ્રીનો ફેર પડી જાયછે. તમારે માટે તો હવાના ઝાઝા ફેરફાર વગરની સમતોલ હવા જોઇયે. તમોને મહાબ્લેશ્વર જવું જોઇયે."

"મારા સરખા ગરીબ ધંધાદારીથી તે કેમ બને?"

"કોઇપણ રીતથી તમે અંહીથી જાવો. હજી મુંબઇની હવા ભલી. તમોને ફેરફાર જોઇયે—પણ એક બે મહિનાનો નહી હો. મારૂં કહ્યું માનો તો તમે આ ગામ એકદમ છોડી જાવો. એકદમ નહી તો એક બે વર્ષ તો જરૂર અંહી ના રહો."

"મારો ધંધો અંહી પડયો." ગાંધીએ અફસોસ કીધો. "મુંબઈમાં મારે માટે નોકરી ખાલી નથી. ધંધો મુકીને મારાથી જવાતું નથી. કેમકે ધંધો છોડયો તો બચ્ચાં ભુખે મરે."

"બહ્યો એવો જીવ તોડવાનો ધંધો. એ ધંધોજ તમારો કાળ છે અને તમારો ભોગ લેયછે. અગર ધંધો પણ છોડવો પડે તો છોડી દેજો, પણ જીવને સંભાળજો. જીવશો તો બચ્ચાંનું કાંઈ પણ થશે, પણ ધંધા ઉપર જીવ આપશો તો પછી શું થશે? બેમાંથી એક પસંદ કરવાનું છે. ધંધો કે મોત? અમદાવાદ કે તનદરોસ્તી?"

આ વિષે પુરતો વિચાર કરવાની કબુલાત આપી તથા આ કીમતી ચેતવણીને માટે ડાકટર ડેનીસનનો ઉપકાર માની ગાંધી તેને છોડી ગયો.

આહા! કેવી ભય ભરેલી શોધ! એકજ કલાકમાં શું ધારતાં શું થઈ ગયું? પોતાનાં બચ્ચાંનું ભાગ્ય સુધારવા માટે કેવો ઉલટમંદ તે અંહી ચાલી આવ્યો હતો! પોતાના દીકરા દીકરીની દોલત, ઈજત, કીર્તિ ભોગવવાને કેવો હોશમંદ અને હસતો તે અંહી આવ્યો હતો! તેજ કુટુંબ અને તેજ દીકરા દીકરી સંબંધી, પોતાના તમામ ભવિષ્ય સંબંધી તે નાઉમેદ થઈ આ ઘેર છોડી ગયો. તે ભારી દિલે અને વધારે ભારી પગલાંએ ચાલ્યો. તેના પગમાં તાકાત રહી નહી. સઘળી દુનિયાં તેને ઉંધી વળેલી જણાઈ. આસમાન તેની સામે રડેલું તેને જણાયું. રડતી આંખોએ, દુખી જીગરે, ફાટ ફાટ થતી છાતીએ તેણે ઘેર તરફ પોતાના નબળાં અને ધ્રુજતાં કદમ ભર્યાં.

———

## પ્રકરણ ૧૧ મું.

# ભલી સ્ત્રીની હિમ્મત.

પોતાના દિલપર કાંઈએક સીસાંનો ભાર આવી પડયો હોય, તેમ ભારી દિલ અને ભારી પગે ગુમાસ્તાનો ગાંધી ડાકટર ડેનીસનને બંગલેથી પોતાને ઘેર ચાલતો ગયો. તેને લાગતું હતું કે તેની સામે અજલનો પેગામ નીકલી ચુકયોછે, અને જમના હુકમનામાની જાલમાંથી, મોતના આ વારંટમાંથી, છુટકારો નહી હતો—ગમે એટલી સાહુચેતી રાખે પણ ઉપાય નહી હતો.

જે દુનિયાં ડાકટર ડેનીસનને ઘેર જતાં તેજ દુનિયાં ત્યાંથી પાછો ફરતાં તેને મળી હતી. પણ હવે આ દુનિયાં તેને કાંઇ જુદીજ જણાવા લગી—તે પોતે આ દુનિયાંનો નથી, આ દુનિયાં તેને માટે નથી, એમ તેને લાગ્યું. જે લોકો, જે ઠઠ, જે આવજાવ, જે વેહવાર તે સદા આરાભેર જોતો હતો તે આ વખતે પણ જોતો હતો, પણ તે કશું તેને દીસતું નહી હોય તેમ તે પાછો ફર્યો હતો. આ સઘલું હવે છોડી જવાનો વખત આવે તેની અગાઉ તે ગોયા છોડીને ગયો હોય એવાં બેભાણપણાથી તે આ સર્વ આસપાસની દુનિયાંમાંથી ચાલતો ઘેર આવ્યો.

તેના ઘેરમાં આજે ખુશાલી હતી, તે તે જાણતો હતો, પણ ડાકટરને ઘેરથી આવતાં ભૂલી ગયો હતો. તેની નાની સુંદર, એકપુત્રી પીરોજાની એ વર્ષગાંઠ હતી. તેની ખુશાલીમાં પાર પડોશનાં બે ચાર છોકરાં, ગાંધી અને ગુલીના દીકરાઓના બે ચાર બાળક દોસ્તોને આજે પાર્ટી આપેલી હતી. પોતાની નાની ભોજનશાળામાં ગુલી તે સઘલાં ભુલકાંઓને જમાડવા બેઠેલી હતી. ગાંધીને આવતાં રાત્રી પડી ગઈ હતી. દીવા થયલા હતા અને એક સુંદર લાંપની હેઠલ એક ગોલ ટેબલ ઉપર બચ્ચાં પીરોજાની સલામતીનો હુરરે પોકારતાં હતાં.

“પપા! પપા!” પોકારતી પીરોજા પોતાના પીતાને ગલે બાઝી. જે છોકરાં ખાતાં ખાતાં ઉઠી નહી શકે તેઓ સઘલાં બેઠાં બેઠાં બાવાને બોલાવવા લાગ્યાં. “બાવા, આજે તો પપાઈંનુ પુડીંગ છે.” બરજો બોલી ઉઠયો.—“બાવાઢી, આઢે તો માયે મુરબ્બાનું આઈટત્રીઓ કીદ્હુંટ હો,” નાનો સોરાબ ટોટરી બોલીમાં ખબર આપવા લાગ્યો.—“ને ટે(સે)વની ફી(ખી)રખી રાંધીટ” પીરોજાએ હુમેર્યું. પણ આ સઘલી ખુશ ખબરો ઉપર ગાંધીનું ધ્યાંન રહ્યું નહી, જો કે તે આ સઘલાં ભુલકાંઓને હસીને ભેટતો હતો.

એકને બકી લીધી, બીજાંને છાતીએ દાબ્યું—કોઇને બોલાવ્યું, કોઇને રમાડયું—જાણે કે પોતાના મગજ ઉપર સંકટનું કશું વાદળ હોયજ નહી. પણ એ સઘલું કામ સંચાથી થતું હોય તેમ તેણે કીધું. તેના દિલ ઉપરનો બોજો કોઇને દીસ્યો નહી. બચ્ચાં સમજ્યાં નહી—ગુલીને જરા શક પણ ગયો નહી. તેણે એટલુંજ જોયું કે ગાંધી આજે બરાબર જમ્યો નહી. ગુલીએ તેની પ્લેટમાં પુડીંગ મુક્યું—ગાંધીએ જરા ચંચેરીને રેહવા દીધું. ગુલીએ તેની આગળ આઇસ્ક્રીમની એક રકેબી મેલી—ગાંધીએ તે ઘણું કહ્યું અને થોડુંજ ચાખ્યું.

ભય ભરેલા ભાર તલે તેનું દિલ દબાઈ જતું હતું, તો તેને જમવા ગમે શું? ખાવાની રૂચીજ કયાંથી હોય? તેણે પોતાનાં બચ્ચાંઓ ઉપર નજર કીધી. હા—તે તેનાંજ બચ્ચાં હતાં. બધાં તેના જેવાંજ હતાં. બાપનો છાપ અને માની ભાંત તે સર્વ કોમલ ચેહરાઓ ઉપર અસુક પણ અચુક ઓળખાણ આપતાં હતાં. ગુલીના ચેહરાની શાંત, થંડા સ્વભાવની સપાટી પીરોજાના ચેહરા ઉપર પ્રગટી નીકલી હતી. રૂસ્તમ, સોહરાબ, બરજો ત્રણેઉ બાપપર પડેલા હતા.

"બાપપર પડેલા" તેઓ ઘાટઘટમ અને રૂપ ગુણ વિષેજ નહી, પણ પોતાના પોષણ અને ગુજરાણ, પોતાના ભવ અને ભવિષ્યને માટે પણ "બાપપરાજ પડેલા હતા." તે બાપે શું આ, આવાં બચ્ચાંને છોડી જવાં?—એક બેકદર, બેદરકાર દુનિયાંના બીન ભરૂસાના આધાર ઉપર વીહલાં મુકી દેવાં? કશી જગ્યા વગર, કશા નિભાવ વગર તેમને રઝલતાં નાંખી જવાં? "ઓ બોદા! બોદા!" તે વિચારમાં ને વિચારમાં બડબડી ઉઠયો "જેવો તારો હુકમ! તારો આસરો!"

"ગાંધી!" આ શબ્દ સાંભળતાંજ ગાંધી વિચારમાંથી ચોંકી ઉઠયો. પણ એ તો ગુલીએ તેને બોલાવ્યો હતો, ગુલી કે જે તેને ઊંડા વિચારના દરિયાવમાં દરિયાકુત કરતો જોયા કરતી હતી "ગાંધી, તમે આજે ડાકટર ડેનીસન પાસ જઈ આવ્યા કે?"

ગાંધી અચબુચ ઘભરાટમાં કાંઈ ઉતર બડબડયો, કે જે ગુલી સમજી નહી, તેને બરાબર સંભળાયો નહી. છોકરાંની ગડબડ ઘણી હતી. તેઓ બાહરે રમવા ગયાં હતાં અને ત્યાં તેઓ વચે વાંધો પડયો હતો અને ગુલીને તેમને ગડબડ કરતાં ચૂપ રાખવાં માટે એકદમ જવું પડયું.

અંતે બાહારનાં બચ્ચાંઓને ઘેર જવાનો અને ઘેરનાં બચ્ચાંઓને ઊંઘવાનો વખત થવાથી ગુલીએ તેમને ગાંધીને ભેટવા મોકલ્યાં ત્યારે તેનું આ બચ્ચાંઓમાં ધ્યાન ગયું. ગુલીએ તેમને વિદાય દીધાં તથા પોતાનાં નાનાં વ્હાલાંઓને તે સુવાના ઓરડાવેર મુકવા ગઇ, ત્યારે ગાંધી એકલો પડયો અને વધધરે વિચારમાં પડયો.

તેની મોટી ચિંતા આજની બીના ભરેલી શોધ ગુલીને કેહવી કેમ તે વિષે હતી. ગુલીને કેહવી તો જોઇયે અને તે કેહવાનો વખત હવે દૂર કરાય એમ નહી હતું. અત્યાર સુધી તે રોકાયલી હતી, પણ હવે તો તે સરેસ્તા પ્રમાણે બચ્ચાંને પોરાઢયા પછી પોતાના નાના દિવાનખાનામાં ગાંધી સાથ વાત કરવાની ફુરસદ પામીને આવી.

"ગાંધી, આજે તમને કાંઈ ચેન નથી?" ગુલીએ નવરી પડતાંજ પોતાનો વેહમ બતાવ્યો.

"નહી. હું તો સારીપેઠે છું" ગાંધીએ જવાબ દીધો. પણ તેના જવાબની રીતજ એવી હતી કે તે સારીપેઠે નથીજ એમ જણાતું હતું.

"પણ આજે કાંઈ વધારે થાક લાગીછ?" ગુલીએ પુછયું "કાલે તમે બેશુધ થયા હતા તેવી કાંઈ નબલાઈ પાછી લાગેછ?"

"નહી, ગુલી. એ તુને પુછવાનો શો સબબ પડયો?"

"તમે આજે બરાબર જમ્યા નથી." ગુલીએ સઘલાં કારણો કહી સંભળાવ્યાં "અને બચ્ચાં રમતાં હતાં ત્યારે ખુશાલીમાં જરા ભાગ લીધો નહી. તમે આજે અણમની અને બેચેન છો. મારી ખાતરી છે કે તમે સારીપેઠે, નથી."

"હું છું તો સારીપેઠે, ગુલી. હું કાલ કરતાં તો આજે ઠીક છું. પણ——"

"પણ શું? તમે કહો. અચકી ના જાવો."

"તારે માટે હું લગાર માઠા સમાચાર લાવ્યોછ અને તે હું તુંને કેહવા ચાહતો નથી." આવી બાયડીથી ગાંધી પોતાનો ભેદ કેમ છુપાવી શકે?

માઠા સમાચાર? તે શું હશે? ગુલી સમજી શકી નહી. તેનો ખાવિંદ અને બચ્ચાં સલામત હતાં, એટલે ગુલીનું ધ્યાન પોતાના દૂર પડેલા ભાઈ બેહનો ઉપર ગયું—ફલી ઉપર—નવલ અને દીની ઉપર.

"નહી, નહી, ગુલી." ગાંધી તેની એ તર્કોને તુર્ત અટકાવી બોલ્યો. "તારા ભાઈ બેહનો વિષે કાંઇ કેહવાનું નથી. એ તો મારે વિષે છે."

"તમારે વિષે શું?"

"આપણે છે તે—છે તે. પણ ગુલી તું ગભરાશ તો નહી? તું હિમંત રાખીને સાંભળશે?" ગાંધીએ વળી અચકી જઇને પુછયું.

"અલબતાં. હું ઘભરાવુંછ શીયે દહાડુ?" ગુલીએ કાંઇ ઘણી માઠા સમાચાર ધાસ્ચાતાજ નહી.

"મારી હૈયાતીનો વીમો ઉતારી શકાતો નથી."

"એટલે?" ગુલી આ ખબરનો પુરેપુરો અર્થ સમજી શકી નહી.

"વીમાવાલાઓ મારો વીમો ઉતારવાને ના પાડેછ."

"પણ કારણ શું?"

"તેઓ મારો વીમો ઉતારવામાં જોખમ સમજેછ. તેઓ ધારેછ કે હું વીમાને માટે પુરતો જોરમંદ નથી."

ગુલી હવે સમજી. તેને લાગ્યું કે તેનો વર તનદરોસ્ત નથી. તેનો જીવ જોખમમાં છે. જોકે આ કાંઈ ધાસ્તી જેવું તુર્ત વેળા નહી હતું, જોકે તેનો ખાવિંદ જેવોને તેવો સાજો તાજો, ખાતોપીતો, વાત કરતો હતો તોપણ અચીત આ ગુલીને ગમતી બીના નહી હતી. તેણે પોતાના મનમાં એક નિસોસ મુકીને સર્દ આંસુ લુછી નાખી અને ખુશ મિજાજથી વાત કરતી તે અચબુચ બંધ પડી.

થોડીવાર બંને પોતાના સોફા કોચ ઉપર ચૂપ બેસીને પોતાની સામે બળતાં બે દીવાનાં ઝુમર તરફ ટગર ટગર જોયા કરતાં રહ્યાં. પણ અંતે ગાંધીને ચુપકીદી તોડવાની ફરજ પડી.

"ગુલી, હું જો એમ ધારતે કે તું આ વાતથી ગભરાશે તો હું તુને કેહતજ નહી. એ વાત હું મારે મોહડે તુને કહુંછ એજ એક શાંતી છે કે એ વાતમાં કાંઈ ઘભરાવા જેવું નથી."

"પણ તમે કહોછ કે વીમાવાલાઓ તમારો વીમો ઉતારવાને સાફ ના પાડેછ?"

"વારૂ. પણ તેમાં ધાસ્તી જેવું શું છે?" ગાંધી આ વખતે ગુલીની ધીરજને માટે પોતાની ધાસ્તી ભુલી ગયો હતો. "હજી તો માત્ર ડાકટર ડેનીસને મને તપાસ્યોછે. વીમાવાલાઓએ હજી મને ના પાડી નથી."

"અને ડાકટરે શું કહ્યું?"

"તેણેજ મારી તરફેણમાં રિપોર્ટ કરવાને ના પાડી."

"કારણ?" ગુલી સઘલું જાણવાની હડે પડી હતી.

"કારણ એટલુંજ કે હું વીમો ઉતારવા જેટલો તનદરોસ્ત હોવું એમ તેને લાગતું નથી."

"પણ કાં નથી લાગતું? તમોને છે શું, ગાંધી વ્હાલા?" ગુલી અંહી પોતાના વરની છાતી ઉપર માથું નાખી કાલીવાલામાં કરગરતી બોલી "જે હોય તે મને બધું ખરેખરૂ કહો."

"મને ધાસ્તી કાંઈ નથી ગુલી, પણ ડાકટર મારે વિષે એટલુંજ ધારેછ કે મારી કાઠી મજબૂત નથી."

"પણ, તમારી તનદરોસ્તીમાં નબલાઈ ક્યાં છે? કીયા ભાગ ઉપર છે?"

"છાતીમાં. ડાકટર કેહછ કે છાતી તનદરોસ્ત નથી."

"ત્યારે છાતીમાં દરદ છે?"

"હા. કાંઈક એજ છે."

"પણ છાતીમાં તો ફેફસું, દિલ વગેરે ભાગો છે, માટે છાતીના કીયા ભાગમાં ડાકટર દરદ વિચારેછ?"

"ફેફસાંમાં." ગાંધી પાસેથી ગુલીએ સચાઈ નિચોવી લઈ તેને જાહેર કરવાની ગોયા ફરજ પાડી.

"ઓ બાપ!" ગુલીથી હેબતમાં બોલી દેવાયું. પણ તુર્તજ પાછી શાંત થઈ તેણે પુછયું "વારૂ ડાકટરે બીજું કાંઇ કહ્યું કે?"

"બીજું કાંઈ નહી. ફેફસાં સિવાય બીજું બધું બરાબર છે. પણ ગુલી, તું જાણેછ કે એક બીજું કારણ પડયુંછ? તે નહી હોતે તો આટલી નજીવી વાત હું તારી આગળ નહી કરતે."

"તે શું કારણ છે વળી?"

"ડાકટર હવા ફેરફાર કરવાની ભોંહસ કરેછ."

"કેટલા મહીના?"

"હંમેશ સુધી. તે અંહીથી આપણને તદન સબરદબર જવા કેહછ. મહાબલેશ્વર જવા કેહછ. કેથે નહી તો મુંબઈની બાજુમણ કરેછ."

"પણ ચાકરી?"

"મનેબી તેજ અંદેશો છે, મારી ગુલ." ગાંધી તેને ફુસલાવતો બોલ્યો. "આપણે અંહીથી જઇયે તો મારી ચાકરીનું શું થાય? અંહીથી જવું તે પેટ ભરવાના સઘલા ઉપાયો મુકીને જઇયે તોજ બની શકે. હું આજે ચિંતાતુર અને અણમની કેમ છું તે હવે તું સમજશે."

"એમાં અંદેશો ઘણો નથી." હિમતવાન ગુલી બોલી. જ્યારેબી સંકટના ઉપાયની વાત આવી કે ગુલી હિમતથી કમર તંગ કરવાને તૈયાર હતી. "તમારા પ્રાણ કરતાં વધારે કીમતી, વધારે વ્હાલું શું છે, વ્હાલા ભરતાર? અગરજો તમારી તનદરોસ્તી સુધારવાને ચાકરીનો, ધરાકીનો, રોજીનો, કમાણીનો ભોગ આપવો પડે તો તેબી આપીશું. અગરજો બીજે ઠેકાણે આપણને જવાની ફરજ પડશે તો જઈશું અને તમારી તનદરોસ્તી હશે તો તમારી કેળવણી અને હોશ્યારીથી શું પેટ જેટલુંબી તમે પેદા કરી નહી શકશો?"

ગુલી ગરીબના હિમત ભરેલા વચનોથી ગાંધીને ઘણી હિમત આવી અને તે હિમત સવખતે આવી કેમકે તે સુવાનો, જ્યારે હિમત અને ધીરજ જોઇયે તે વખત હતો.

પણ આટલી હિમત છતાં ગાંધીને ઊંઘ આવી નહી. ગુલીએ પણ તે રાત બેચેની અને બેકરારીમાં ગુજારી.ખરૂં છે કે આવતાં આફતનો ગુલીએ પોતાના મનમાં પુરતો ખ્યાલ ઉતાર્યો નહી હતો. તેણીએ હજી કાંઈ તુર્તની ધાસ્તી જોઈ નહી હતી. જો અમદાવાદથી જતાં રેહવામાં આવે તો ધાસ્તી કાંઈ નહી હતી એટલુંજ ગુલીનું ગુમાન હતું અને તેથી તેની ફિકર ફકત આ અસલ શેહર, તેના અસલ દેખાવો, અસલ સોબતીઓ, દોસ્તો, ઘરાકો, ધંધો રોજી છોડીદઈ અજાણા શેહરમાં અનિશ્ચિત આવક ઉપર જઇ વસવા વિષે હતી.

ગાંધીની ફિકરો એથી ઘણી વધારે હતી. તેને તો પોતાના જીવનીજ ફિકર પડી હતી. તેને પોતાની અને બચ્ચાંના ભવિષ્યની ફિકર હતી અને એવી ફિકરોના ભયભીત ચિત્રો વચે તેને ઊંઘ નહી આવી એજ સ્વભાવિક હતું. તેને ઊંઘ નહી હતી તેથી ગુલીની ઊંઘ વધારે ઉડી ગઇ હતી. તે જોતી હતી કે મારા વરને ઊંઘ નથી.

મધરાત્રીવેર જ્યારે ગાંધીને ઊંઘ નહી આવી ત્યારે તે પાછો ઉઠીને વિચાર કરતો બેઠો. તેણે પોતાની બાયડી આગળ કબૂલ કીધું કે આજના બનાવે તેની ઊંઘ બોહવાડીછે. ગુલીએ આ વખતે કાંઈ પણ ધભરાટને બદલે ગાંધીને હજી વધારે ધીરજ આપનારી વાતો ચલાવી.

"ગાંધી, હું તમોને એક ઉપાય બતાવું?" તે પણ ઉઠી બેસીને બોલી. "હું ધારૂંછ કે તમે તમારી તનદરોસ્તી વિષે અમસ્થા બીહોછ. ડાકટર ડેનીસને તમારાં દર્દની ખરીજ પરિક્ષા કીધી એમ તમે શા ઉપરથી વિચારોછ?"

"એ ઘણો હોશ્યાર વૈદ છે, ગુલી."

"પણ શું કાબેલમાં કાબેલ ડાકટરો ભૂલ નથી કરતા?" ગુલીએ સમજુતી ચલાવી. "શું કાબેલ ડાકટરો એક દર્દીના કેસ વિષે બે તરેહનાં મત વચે વેહચાઈ નહી જતા?"

"હા. ઘણીવાર તેઓમાં મતફેર થાયછ."

"ત્યારે તમારે વિષે ડાકટર ડેનીસન ભૂલતો કાં નહી હોય? હું તો ધારૂંછ કે તમે કોઈ બીજા ડાકટરને દેખાડો. વારૂં તમે આપણા ઘેરના ડાકટર રતનજીનું મત પુછયું?"

"નહી, તે તો મેં પુછયું નથી."

"તેવણ આપણ દરએકને ઓળખેછ. તેવણના હાથમાં આપણ સર્વની નાડી આવી રહેલીછે. જો તમારા કેસમાં કાંઈ પણ જોખમ હોતે તો શું અત્યારસુધીમાં તેવણ પિછાણતે નહી? અને તમોને કેહતે નહી? ને તે. ચોકસ, લાગેછ કે ડાકટર ડેનીસનના એકલાના મત ઉપરથી આપણે કાંઈ પણ વિચાર બાંધવો નહી જોઇયે."

"વ્હાલી ગુલ, તારી હિમત અને ધી-

રજ ઉપર હું આફરીન કરૂંછ." ગાંધીને પોતાની બાયડીની હિમતથી પોતાની હિમત વધતી જતી જણાઈ. "મને પણ વિચાર જાયછ કે એકલા ડેનીસનના મતથી આપણે વિચાર બાંધવો નહી જોઇયે. વીમા કંપનીના ડાકટરો ઘણું કરીને બીહીકણ હોયછ. તેઓ પોતાની કંપનીને માટે સરસમાં સરસ તનદરોસ્તીવાલા માણસોનેજ સરટીફિકેટ આપેછ અને નહી તો કે રદ કરેછ."

"પણ સરસમાં સરસ તનદરોસ્તીવાલા માણસો કેટલા થોડા હોયછ?" ગુલીએ આ ધીરજમાં ઉમેરો કીધો. "તે શું બધા જીંદગીથી રદ કે? અદકચરી તનદરોસ્તીવાલા, કોઇને કંઈ તો કોઇને કંઇ એવા માણસો લાંબી જીંદગી ગુજારેછ કેની? વીમાવાલા ડાકટરો એક જણની તનદરોસ્તી વીમાને માટે રદ કરે તેથી તે દુનિયાંથી રદ થતી નથી."

"નહી, ખરેજ નહી." ગાંધીની ધીરજ વધતી ગઈ. "વીમાવાલી કંપની જે અંહી છે. તે ઇંગ્લંડની છે. તેઓ ઈંગ્રેજોનાજ વીમો ઉતારેછ અને દેશીઓનો વીમો ઉતારવાને સાફ ના પાડેછ કેમકે તેઓ ધારેછ કે દેશીઓ પુરતી તનદરોસ્તી ભોગવતા નથી. અંહીવાલી કંપની દેશીઓમાં એકલા પારસીઓનો હમણા હમણાજ વીમો ઉતારવા લાગીછ અને તેબી બીહતાં બીહતાં. માટે વીમાનો ડાકટર દેશી ગ્રાહકની ભલામણ કરતી વેલા અતિશય ચોકસીથી અને જોઇયે તે કરતાં બારીક તપાસથી મારો વીમો રદ કરે તે ઉપરથી મારે ઘભરાવાનું કારણ નથી."

"બરાબર છે, વ્હાલા ગાંધી. મારી તો ખાતરી છે કે તમોને કાંઇ નથી." ગુલીએ તાઢું પાણી રેડવાની ક્રિયા ચાલુજ રાખી. "તમો વિચાર કરો કે જો તમારી છાતીને ખુદા ન કરેને કાંઈ પણ થવાનું હોતે તો તે કાંઈ પણ દુઃખથી, કાંઈ ખાંસીથી, કોઇ બીજી નિશાનીથી માલમ પડતે કે નહી? તમોને નહી તો શું ડાકટર રતનજીને પણ અત્યાર સુધીમાં માલમ પડતે નહી?"

"નિશાની જેવું તો ગઈ કાલેજ જણાયું, કે જ્યારે હું બેશુધ થયો હતો, ગુલી. પણ તોબી એ તો કામની હેલ્લગારી અને થાકની નબલાઇ માત્ર હું ગણુંછ. મારી છાતીમાં અહી જેવા નાશકારક રોગનું બીયું રોપાયું હોય——"

"ઓ! જા બા! તમે એમ ના બોલો—" ગુલી રડી પડી.

"હું તે નથીજ બોલતો. હું કહુંછ કે જો તેવું કાંઇ બન્યું હોય તો હું તે વિષે આજેવેર અંજાણો રહું એ બનેજ કેમ? બરાબર જોતાં તો હું સર્વ વાતે તનદરોસ્ત દેખાવુંછ. મને કાંઈ ધાડ આતી નથી. ખરેખર ગુલી હું અમસ્થો બીધોછ."

હવે ગાંધીને વધારે ધીરજથી ઊંઘ આવી અને તે ગુલીની હિમતના પ્રતાપ હતા. તેની ભલી બાયડીના આશિર્વાદ હતા.

ભલી બાયડીનું જગતમાં સદા ભલું થાવો!

જો ગુલીએ આ વખતે ઘભરાટ કરી પોતાના વ્હાલા વરને નાહક ઘભરાવ્યો હોત તો ગાંધીના દુખી દિલને જે ધીરજ તથા ચિંતાતુર મનને જે શાંતિ તેની મીઠી ઊંઘ બતાવી આપેછે તે નહી બનત.

અને તોપણ મામલો જેવો જોઇયે એવો નથી, કાંઈ વાત બીગડીછે ખરી, એ વહમ ગુલીના મગજમાંથી ગયો નહી. જો ગાંધીને કાંઈબી થયું તો સઘલું સત્યાનાસ! એ વિચારે ગુલીને આખી રાત ઘેરા કીધી.

તે અડધી ઊંઘે વેહલી ઉઠી. ગાંધી ગુલીની પાછળ તોપણ ધારા પ્રમાણે સકારે ઉઠયો. સહવારના પ્રહરથી વર વહુ વચેની રાતની ઇનિતેજારી ભરેલી વાત પાછી ચાલી.

"ગુલી, તું ખાતરી રાખ કે મેં ખાતરી કરવાનો ઠરાવ કીધોછ." ગાંધીએ નિશ્ચય જણાવ્યો. "મેં આજે આપણા ડાકટર રતનજી પાસે તપાસ કરાવવાનો ઠરાવ કીધોછ.

"ગાંધી, હું તમારી સાથે ડાકટરને ત્યાં આવું?" ગુલીએ બાએરા કીધી.

"નહી, નહી, ગુલી. તારૂં શું કામ છે?" ગાંધીએ સમજણ પાડી. "તારા દેખતાં ડાકટર બરાબર તપાસશે નહી."

"અને ડાકટર રતનજીનો જવાબ મને ક્યારે કેહશો?"

"બપોરે જમવા આવીશ ત્યારે?"

"નહી. ત્યાંવેર મારીથી થોભાશે નહી."

"તેં થોભવુંજ જોઇયે, ગુલી. એવો કેવો અધીરો જીવ રાખવો? આપણે તો ચાહીશું કે આપણને પાંખ હોય અને આપણે ઉડીને આવીયે જઇયે. આપણે તો ચાહીશું કે આપણે ડાકટરના મગજમાં પેસી વલીયે અને તે મત શું આપશે તે અગાઉથી જોઈ લઇયે. આપણે તો ચાહીશું કે માણસનાં દિલ કાચનાં બનાવેલાં હોય અને તેમાંથી બધું જોઈ શકાયે. પણ તે કેમ બનશે, ગુલ? આપણ માણસ છીયે તે આપણે ભુલી જવું નહી જોઇયે."

આ ટુંક પણ સુભાષિત ભાષણની ગુલી ઉપર અસર થઈ. તે સમજુ સ્ત્રીએ વધારે ઇનિતેજારી બતાવી નહી. ગુલીએ તેને એકલો જવા દીધો, પણ તેને ઘેરના આંગણા સુધી મુકવા આવી અને રસ્તા ઉપર તેની પીઠ દેખાઈ ત્યાંસુધી તે જોતી ઉભી રહી. કેવી ઇનિતેજારી!

---

## પ્રકરણ ૧૨ મું.

## ગુલી, એક મર્દ.

ગાંધી સરેસ્તા પ્રમાણે ઘેરથી ગયો—તે પેહલાં પોતાના ગ્રાહકોને ત્યાં અને પછી ડાકટરને ત્યાં ગયો. પેહલાં તે પેટનું કરવા અને પછી પોતાની તનદરોસ્તી ઉપર ધ્યાન આપવા ગયો. તે પેહલાં પોતાના વ્હાલાંઓ તરફની પછી પોતા તરફની ફરજ બજાવવા ગયો. તેણે તનદરોસ્તી પેહલાં અને ધરાકી પછી તપાસવી હતી ખરી; પણ આ અદેખી, એકલપેટી, ઠગારી, દેખામણી દુનિયાંમાં ગરીબ માણસથી તેમ બની શકતું નથી. ગરીબે તો પેહલાં પારકાંની ને પછી પોતાની સેવા કરવી જોઇયે!

ગાંધી ડાકટર રતનજીને ઘેર ગયો ત્યારે તે બુજર્ગ તબીબ પોતાના કુટુંબ સાથ નાસ્તા ઉપર બેઠેલા હતા. ગાંધી સાથ તેવણને ઓળખાણ હતી, તેથી તેને અંદર બોલાવ્યો પણ ગાંધી અંદર ગયો નહી. ડાકટર પોતાના મસલતના ઓરડામાં આવે ત્યાંસુધી ગાંધી ત્યાંજ બેસી રહ્યો.

"કેમ મી૦ ગાંધીભાઇ, તમોને શું છે કે મારી સાથ નાસ્તો લેવા નહી આવ્યા?" ડાકટરે આવતાંનીવાર ગાંધીને શેકહેંડ કરી આવકાર દેતાં પુછયું.

"હા ડાકટર, મને કાંઈ છે. તેથીજ હું નહી આવ્યો." ગાંધી ગંભીરાઇથી બોલ્યો "મને આજે એક દોસ્તની ગરજ પડીછ. જે મને ખરૂં અને બોલ્લું કહી દેય એવો એક દોસ્ત જોઇયેછ. હું ધારૂંછ કે તમે મને ખરેખરૂં કેહશો તેથી હું તમારી પાસે આવ્યોછ."

ડાકટર રતનજીએ તુર્ત જોયું કે હમેશાનો ધીરો તેનો આ ગ્રાહક આજે કંઈ ઉસકેરાયલો હતો. તેવણે તેને ધીરજ આપી, ખરૂં કેહવાની કબુલાત આપી અને તેનો સઘળો હેવાલ સાંભળ્યો.

"ડેનીસ્તન ઘણો મોટો તબીબ છે" સઘલું સાંભળ્યા પછી ડાકટર રતનજીએ તર્ક બાંધી. "તે ભુલે એવો નથી. તોપણ મી૦ ગાંધીભાઇ, હું તમને સ્વતંત્ર તપાસ કરીને મત આપુંછ."

ગાંધીને ડાકટરે ઘણી ધીરજથી ઘણી વાર લઇને તપાસ્યો. તેની સઘળી હકીકત

પુછી. રાતના પરસેવ પડેછે? કાંઈ સુકી ખાંસી આવેછે? કાંઈ છાતીમાં ભાર લાગેછે? કાંઈ હાંફણ થાયછે? કાંઈ દમ લેતાં મુશકેલી લાગેછે? એ સઘલું પુછયા પછી ડાકટરે છાતીને એકવાર ફરી થોકી થાકીને ભુંગલીવાટે સાંભલી જોઈ.

"અને હવે ખરૂં કહો ડાકટર, તમે શું ધારોછ?" ગાંધી પોતાના બાંદિયાનનાં બટન પોતાં બોલ્યો.

"ખરૂં કહું તો તે એ છે કે જ્યાંસુધી હું જોવુંછ ત્યાંસુધી હાલ તમે કશી ધાસ્તીમાં નથી."

"હાલની ધાસતીની વાત નથી." ગાંધી અધીરો બન્યો. "ડાકટર ડેનીસન પણ હાલની કશી ધાસ્તી કેહતો નથી. પણ હવે પછીની વાત?"

"હવે પછીને માટે તો જોખમ ખરૂં."

"પણ મારાં ફેફસાં સલામત છે કે?"

"ન—ન—નહી. ઘણાં સલામત નથી."

"ફેફસાંમાં દર્દ છે?"

"હા. પણ અતિઘણો ફેલાવો પામેલું નથી. દર્દી ફેફસાંવાલાઓ જીવેછ. સંભાલથી રેહશો તો તમે પણ જીવશો."

"કોઈ મારો વીમો ઉતારશે?" ગાંધીએ તુર્તજ પુછયું.

"નહી. વીમો તો કોઇ નહી ઉતારે."

"થઈ ચુકયું ત્યારે, ડાકટર!" ગાંધીએ અફસોસ કીધો. "મારી અજલ આવી!"

"ગાંધીભાઈ, જો તમે એમ ચેડાં કાહાડવાના હોવ, જો તમે એમ આશા છોડી દેવાના હોવ તો ખરેખરૂં કેહેવા માટે હું ઘણો દિલગીર છું." ડાકટરે ગાંધીને ધમકાવ્યો. "હું તમોને ફરીથી કહુંછ કે તમે સંભાલ લીધાથી હજી પણ દુઃખ અટકાવશો અને ઘણાં વર્ષ જીવશો."

"ડાકટર, મને ખરૂં કહો." એકવાર ફરી ગાંધીએ અરજ ગુજારી.

"હું જે જાણુંછ તેજ ખરૂં કહુંછ અને જો હું ખરૂં માનતે નહી તો કેહેતે નહી."

"અને વારૂ મારે આ શેહરમાં રેહેવું કે અંહીથી જવું તે વિષે તમારૂં મત શું છે?"

"ડાકટર ડેનીસનને મળવું. બોલબોલ મળવું. તમે અંહી નહી રહો તો સારૂં અને જેમ જલદી જાવો તેમ વધારે સારૂં."

આ વાત પછી ગાંધી ત્રીજી વાર થોભ્યો નહી. તેની સ્કુલનો વખત થઈ ગયો હતો.

ગાંધીના જવા પછી થોડીજ વારમાં ડાકટર રતનજી સાંભલીને અચરત થયા કે ગાંધીની બાયડી ગુલી તેને ત્યાં આવી હતી અને તે ડાકટરને મળવા માગતી હતી.

હા. ગુલીએ ગાંધીની સાથેજ ડાકટરને ત્યાં જવા માગ્યું હતું અને જ્યારે ગાંધીએ ગંભીર થઈને ના પાડી હતી ત્યારે ગુલી ઘેરમાંજ રેહેવાને રાજી થઈ હતી. પણ તે ધીરેજ થોડીજ વારની હતી.

ગુલી દરરોજ સહવારના નાની પીરોજાને શિખવાનું લેસન આપવા બેસતી હતી. આજે તે મોડી બેઠી અને બેઠા પછી ચાર વખત પાછી ઉઠી. પીરોજાને વંચાવતાં વંચાવતાં તે બેવાર બાહાર જવાની સાડી પેહરી આવી અને બેવાર તેણે પાછી કાંહડી. ડાકટર રતનજીને ત્યાં પોતે જવું કે નહી જવું તે વિષે વારાફરતાં તેને આનાકાની થઈ. પણ અંતે તેને જયા વગર નહી ચાલ્યું.

ડાકટર તુર્તજ ગુલી પાસે આવ્યા અને બાજી ખબર અંતર પુછયા અગાઉ ગુલીએજ વાત છેડી. "ડાકટર સાહેબ, મારા ગાંધી કેમ છે? તેવણને શું કાંઈ વધારે છે?"

"તેવણને શું છે? કાંઈ નથી?" ડાકટરે કાનપર હાથ મુકયા. તેવણને ખબર નહી હતી કે ગાંધી ગુલીની સલાહથી તેવણની મસલતે આવ્યો હતો. અને બાઈ માણસ ઘભરાય એવું તેને કાંઈ પણ કેહવાનો ડાકટરનો અધિકાર નહી હતો.

"પણ મારા ગાંધી હમણા તમારી પાસે આવી ગયા કેની?" ગુલીએ ભરૂસો આપ્યો. "મેંજ તેવણને તમારી પાસે મોકલ્યા. તેવણ કાલે ડાકટર ડેનીસન પાસ તપાસ કરાવી આવ્યા તે બધું એવણે પોતે મને કહ્યુંછ. ત્યારે મેં સલાહ આપી કે એકના કરતાં બેનાં મત લીધેલાં ભલાં. વાસતે હવે

મને કહો ડાકટર, કે મારા ખાવિંદને શું છે?"

"તમે બધું જાણોછ, ગુલબાઈ, ત્યારે મને કેહેવાને અડચણ નથી કે ગાંધીભાઈ હમણાજ આવી ગયા અને મેં સારીપેઠે તપાસ્યાછ."

"અને પછી? કાલવાળો ઈંગ્રેજ ડાકટર ભૂલ્યોછ કે?"

"નહી. તે ભૂલ એવો તખીબ નથી."

"પણ ત્યારે શું તેણે કહ્યું તે બધું ખરૂં છે!"

"ચોકસ હદ સુધી ખરૂં છે. પણ તમે અને તમારા વર બીહોછ તેટલું ખરૂં નથી."

"પણ એવણની છાતી કેમ છે?"

"ઘણી સારી નથી. ફેફસાંપર કસર લાગેછ."

"કસર કેવી? નાપાક બહીની?"

"હજી તો શરૂઆત છે. બસ ઉપાય કરવા જોઇયે."

"પણ ઉપાયથી મારા વરની તનદરેસ્તી સુધરશે કે?"

"હું ધારૂંછ કે સુધરશે. તમોને આશા છોડી દેવાનું કશું કારણ નથી. જો સારી માવજત લેશો તો ગાંધીને ઘણાં વર્ષ જીવવાની પુરતી આશા રાખુંછ. એક વાતમાં હું ડાકટર ડેનીસન સાથ પુરતો એકમત છું અને તે એ કે ગાંધીએ અંહી રેહવું નહી જોઇયે."

"પણ ત્યારે મારા ધણી વિષે કાંઇ ધાસ્તી તો નથી?" ગુલીએ ફરીફરીથી પુછ્યું. "એવણ ખરાબ હાલતમાં તો નથી?"

"ધાસ્તીમાં નથી. તુર્ત વેલા કશો જોખમ નથી." ડાકટર રતનજીએ ગંભીરાઈથી ડોકું હલાવ્યું "પણ એમનું એમ ચાલવા દેવું નહી જોઇયે માવજતના ઉપાઓ એકદમ ચાલુ કરવા જોઇયે. પેહલી માવજત એ કે જો ગાંધીથી અંહીથી નીકલી જવાય તો જવું."

"જવાય કે નહી જવાય તોપણ હવે અંહી વધારે રેહવું નહી જોઇયે" ગુલીએ ઠરાવ જણાવ્યો. "ડાકટરની સલાહ મળી કે પછી બીજો વિચાર કરવો નહી જોઇયે. હું ખુશી એટલીજ છું કે હું બીહતી હતી તેટલી એઓની માઠી હાલત નથી."

"હાલત જોખમ ભરેલી છે, પણ ઘણી ખરાબ નથી. વધારે સમતોલ હવા, હવાના ઓછા ફેરફાર, અને કામની હેજગારીમાંથી થોડા છુટકારો હજીબી એવણને ઘણો ગુણ કરશે. લાખ રૂપીઆ અંહી મળતા હોય તોપણ એવણને અંહી રાખતાં ના, અને એમ હું કહુંછ તેમાં મને તો નુકસાન છે, કેમકે મી૦ ગાંધીના જવાથી હું તો એક દોસ્ત અને ઘરાકને ખોઇશ."

ગુલી ડાકટર રતનજીનો ઘણોક ઉપકાર માનીને ઘેર ગઈ, પણ કાલે જેવા દુઃખના બોજા સાથ ગાંધી ઘેર આવ્યો હતો તે કરતાં ગુલી ઉપરનો ગમનો બોજો હલકો નહી હતો.

તેને પરણાવતી વખતના તેના બેહશ્તી બાપનાં વચનો ગુલીને યાદ આવ્યાં. "ગુલી, ગરીબની બાયડી થવામાં ઘણો જોખમ છે. ગરીબાઈમાં ઘણાં સંકટો ખમવાનાં હોયછે." ગુલીને લાગ્યું કે દીનિયારજી દસ્તુરની આ ચેતવણી ખરી પડવાનો જાણે કે વખત આવ્યો હોય.

પણ તે આંખો ઉઘાડી રાખીને ગાંધી સાથ પરણી હતી. ગરીબાઈનાં સંકટ ખમવાની તેણે હિમ્મત બતાવી હતી અને તેવા ઠરાવ કરીને તે પરણી હતી. જેમ પિતાનાં વચનો તેમજ તેનો પોતાનો ઠરાવ પણ ગુલીને સંભારી આવ્યો.

ધીરજ અને હિમત સિવાએ બીજો કશો ચારો નહી હતો. જ્યાં ત્યાંથી તેનો વર સલામત રેહ અને હજી ઘણું બિગડયું નથી તેટલામાંજ મામલો સુધરી જાય એવું કરવું એ ગુલીનો મરદાનગી ભરેલો ઠરાવ હતો.

ગાંધી ઘેર જમવા આવે તેટલો વખત કામની વચે જલદી નિકલી ગયો. પણ જેમ ગાંધીને આવવાનો વખત થયો તેમ ગુલી પાછી ઈનતેજાર થતી ગઈ.

ગાંધી કાળ કરતાં આજે વધારે ખુશી હતો. તે અરેખર ખુશી હતો તે કરતાં વધારે ખુશી દેખાવાનું ડોલ કરતો હતો. "ગુલી, મારૂં કામ આપણે ધારવા જેટલું બેહકેલું નથી હો." તે આવતાંનીવાર ગુલીને રાજી રાખવાને બોલ્યો. "ડાકટર રતનજી સાફ કેહછ કે એવાને એવો તો હું ઘણાં વર્ષ કાહાડીશ."

"હું તે જાણુંછ." ગુલીએ ગાંધીને અચરત કીધો. "મને માફ કરજો. મારી ધીરજ રહી નહી, માટે હું રતનજીને મળી આવીછ. તે કેહેછ કે હજી તમે ઘરડી ઉમરના થશો."

અંહી માટી બેયર બંને ડાકટરની સલાહ બેહુને કેવી એકસુરખી મળી હતી તે સરખાવા બેઠાં.

"હવે ઉપાય એકજ છે, ગાંધી." ગુલી ફેરગરીને બોલી "ડાકટર રતનજી કેહેછ કે લાખ રૂપીઆ મળતા હોય તોપણ તમારે અંહી રેહવું નહી જોઇયે."

"મને એટલું બધું કહ્યું નથી. મને તો કહ્યું કે અગરજો જવાય તો જાવો."

"નહી, નહી, ગાંધી. ડાકટર ચોકસ કેહેછ અને તેમાં બેહુ ડાકટરો એકમત થવાથી તે ઘણીજ મજબુત સલાહ થઇ પડીછ કે તમારો વ્હાલો જીવ બચવાની આશામાં આશાએજ કે અંહી રેહેવું નહી. હવે ત્યારે એ વિષે વધારે વિચાર કરવાનો રહ્યો નથી. જવા નિકળ્યા તો જવું. આપણે એકદમજ જવું."

પણ ક્યાં જવું? શું ચાકરી તદન છોડીને જવું? પછી પેટ કેમ ભરવું? આ સઘલા ગુચવાડાઓ ગાંધીએ ઉઠાંવ્યા અને ગુલી તે સમજાવી શકી નહી. પણ અમદાવાદ છોડી જવાનો ગાંધીએ ઠરાવ તો કીધો અને હવે ઘણી મસલતો તેને લગતી ગોઠવણો વિષે ચાલી.

ગાંધીએ કેળવણીખાતાંના પોતાના વડાને પોતાની બદલી વિષે લખ્યું પણ જવાબ મળ્યો કે તુર્ત વેલા મુંબઇમાં કશી પણ જગ્યા ખાલી નહી હતી. પુણામાં પણ નહી હતી. કેથે નહી હતી.

પણ એકગમથી દરદનું અને બીજી તરફથી ડાકટરનું દબાણ તો વધતુંજ ચાલ્યું. ગડબડ સડબડમાં એક મહીનો નીકલી ગયો. તેટલામાં ગાંધીની નબલાઇ વધી ગઈ. તે બેવાર અચબુચ બેશુધ થઇ રહ્યો એટલુંજ નહી પણ તેના ગલામાં સુકી ખાંસીનો ખખડાટ પણ વધ્યો. ગાંધીને કેટલાંક ખાનગી શિખવવા જવાનાં ઠેકાણાં છોડી દેવાં પડયાં અને તેની આવકમાં ઘટાડો થયો.

આવા વખતેમાં ફેરફારને માટે જવાની ડાકટરની સલાહ વધારે તાકીદ બલકે તફ્રપે ભરેલી થઇ પડી. અગરજો બદલી નહીજ થઇ શકે તો લાંબી મુદતની રજાને માટે ગાંધીએ પુછાવી જોયું. તેને જવાબ મળ્યો કે અડધા પગાર ઉપર તે પાંચ છ મહીનાની રજાએ જવા માગશે તો તે બની શકશે.

આ હુકમનો લાભ લઇ મુંબઈ જવાને ગાંધીએ ઠરાવ કીધો—બરાબર બોલીયે તો તેને ઠરાવ કરવાની ગુલીએ ફરજ પાડી.

મુંબઇમાં તેનાં સગાં વ્હાલાં કોઈ નથી, સિવાએ તેના મામા રૂસતમજી દુબારા અને તેની પીતરાઇ મેહેરબાઈ. પણ ગાંધીએ પોતેજ પોતાના સસરા દીનિયારજી દસ્તુર આગળ પોતાની મુલાકાતની પેહલેજ દહાડે જાહેર કીધું તેમ આ મામાએ તો તેને કાહડી મેળી પોતાના વારસામાંથી બાતલ કીધો હતો, અને પીતરાઈ મેહેરબાઇ સાથ ગાંધીને આજ લાંબી મુદતનો કશો સંબંધ નહી હતો.

શેઠ રૂસતમજી દુબાસ, હમેશાના દર્દી હતા અને લકવાથી આજે મરે, કાલે મરે, કરતાં તેવણ આજવેર જીવતા રહ્યા હતા, પણ હવે ગાંધીને ખબર મળી હતી કે તેવણ છેક મરણાંતે આવ્યા હતા અને હવે તેવણની આઠ્ઠ દિવસ જીવવાની આશા નહી હતી. ગાંધીની મસીઆઇ મેહેરબાઇ

જેને રૂસતમજી દુબાસે દીકરી કરી લીધી હતી, તે આ લાંબા અંતરમાં મનચેરજી મોટાભાઈ નામના એક માતબર વકીલ સાથ પરણી ગઇ હતી અને મુંબઇમાંજ પોતાના ધણી તથા બચ્ચાંઓ સાથ ઘણાં સુખથી, ભપકાથી અને આબરૂથી રેહતી હતી.

આ બે દોલતમંદ સગાંઓ ગાંધીને અત્યાર સુધી તો કશા કામનાં નહી હતાં, તોપણ ગાંધીને હિમત હતી કે આજે નહી તો કોઇ દહાડે તેઓ ઘણાં નહી તો થોડાં કામમાંબી આવી શકશે. તેના આવા નબલા વખતમાં, તેનાં આવાં મોટાં કુટુંબ સાથ રૂસતમજી દુબાશ અને તેવણની વારસ મેહેરબાઇ ગાંધી તરફ નહી તો તેનાં બાળકો તરફ જોશે, અને હમણાં નહી તો કોઈ અગત્યની વખતે પૈસાની નહી તો કાંઇ લાગવગની યા બીજી મદદ આપશે.

નજદીકનાં સગાંઓની આ દૂરની આશા ઉપર ગાંધીને મુંબઈ પસંદ કરવાની કાંઈક વધુ ઉલટ થેઇ. "એ લોકો કાંઈ નહી તો કોઈ દહાડે મારી ભલામણ તો કરશે?" બચ્ચાં સુવા ગયા પછી એક રાત્રે ગાંધી પોતાના સરેસ્તા મુજબ ગુલી સાથ એકાંત મસલ્લત કરતાં બોલ્યો, "રૂસતમજી મામા તો કાંઈ જીવવાના નથી, પણ મેહેરબાઇ માતબર છે, તેનો વર વગવાલો છે. તેઓ પાસે હું કાંઈ બક્ષેશ તો માગવા નહી જવું, પણ મુંબઈમાં મારે માટે કોઇને કાંઈ ભલામણ કરવી હોય તો તે કરાવી શકાશે."

"અને તેઓની બીજી મદદ માગવી પડે તો નહી કાં માંગો, ગાંધો?" ગુલીએ લગાર નવાઇથી પુછયું.

"કારણ કે મેહેરબાઈ કાંઇ દાધાબલ્યા સ્વભાવની બૈરી છે." ગાંધીએ ખોલાસો કીધો. "તે લગાર એકલપેટી છે, વળી કુંજરી ને બલીઅલ છે, અને કોઈના ઉપર ઉપકાર કરે એટલી પરોપકારી નથી. આપણે તેની સાથ ઝાઝું કામ પાડશું નહી. મદદની કશી માગણીથી આપણે તેને કંટલો આપીશું નહી. આપણે લગાર મીઠી નજર રાખીને અને એ માતબર સગાંને માન આપીને દુરથી ને દુરથી આપણા મારગસર રહીશું અને ઘણું થશે તો કોઇને મારી ભલામણ કરાવવી પડે ત્યારેજ એની અથવા મનચેરજી મોટાભાઈની મદદ માગીશું."

"ત્યારે તો ગાંધી આપણે મુંબઈ જવાના એકેદર ઠરાવ ઉપર આવી જઇયે." ગુલીએ ઉમેદ બતાવી અને ગાંધીએ તેજ ઠરાવ કીધો.

"કોણ જાણેછ? એમાંથી કદાચ આપણું કાંઈ સારૂજ થવાનું હશે." ગુલીએ હિમત પકડી અને સઘલું ઘેરબાર મુંબઈ ઉઠાવી લઈ જવાની તે તેયારીમાં પડી.

---

## પ્રકરણ ૧૩ મું.

## મોતનું એક બિછાનું.

મુંબઈના મજગામમાં નવાબના તલાવની સામેના બંગલાઓકાં ઘેરોની હારમાં એક જુની ફાશીનના બંગલામાં નવી ફાશીનના ફરનીચર વચે એક વચલી ઉમરનો માણસ મરવા સુતેલો હતો. તે ઘણો ઘરડો નહી પણ સાઠ વરસની અંદરની ઉમરનો હતો. તે ગરીબ નહી હતો પણ જે માતબરી છતે પૈસે બખીલાઇથી ગરીબી ભોગવેછે તેવી તેની હાલત હતી. તેના પૈસા ટકા, ઘેરબાર, વાડી બગીચા હતાં, પણ બીજા ઘણાક પૈસાદારની પેહે તે પોતે વાપરવાના નહી હતા—એ તો સર્વ બીજાને

મોટે હતા. તેનો ધંધો મોટો હતો, દોલત સારી હતી, આબરૂ મધ્યમ હતી, પણ ના દોલત, ના ધનમાલ, કે ના આબરૂ ઈજત તેનું આ પાસે આવેલું મોત અટકાવી શકતાં હતાં.

હુનાળાની મોસમ હતી. ચોમાસું માથે આવ્યું હતું પણ બેઠું નહી હતું. જે હુનાળાની મોસમમાં ગુમાસ્તાના ગાંધીએ પોતાના અંગ ઉપરનું ફલાનળ કાહાડી નાખવા માટે ડાકટર ડેનીસનનો ઠપકો સાંભળ્યો હતો તેજ હુનાલાનો આ હીંગામ હતો. જે હુનાળામાં ગાંધી પોતાના અસલ રેહઠાણને છેલી સલામ કરી મુંબઈ જવાની દુઃખ ભરેલી તૈયારીમાં રોકાયો હતો, તેજ હુનાળામાં ગાંધીનો મામો રૂસતમજી દુબાશ આ જીહાન છોડી જવાની વધારે મોટી તૈયારીમાં મશગૂલ હતો.

દર્દીનો ઓરડો અછી રીતે આરાસ્તા કરેલો હતો. તેમાં કશી વાણ નહી હતી, કશી ચીજની તંગી નહી હતી. પૈસાએ પુરી પાડેલી હમાચીજની સગવડો સઘલી પાસે હતી અને તોપણ દર્દીને પોતાને ચેન કે કરાર નહી હતો. તે પોતાના સુંદર ખાટલા ઉપર તડફડતો અને આણીમેરથી પેલીમેર અવલ્યાં મારતો આકુલ વ્યાકુલ પડેલો હતો. તે આંખોથી ડોલા ફાડીને જોતો હતો, તે આંગલાંની મુઠી વાલી રાખતો અને પોતાના દુઃખની કલંતરથી જાણે શરીર વળ ખાતું હોય તેમ તે બિછાનામાં મરડાઇને અડેલો હતો.

તે શાનું દુઃખ હતું? પૈસાટકાનું તો નહી, કેમકે તેના પૈસા જોકે શેરસટાના વખતમાં ઘણા ગયા હતા તોપણ હજી ઘણા રહ્યા હતા. હવે અજલની ઘડીએ જ્યારે તેને યાદ આવતી કે તે કાંઈ પોતાના પૈસો પોતાની સાથે બાંધી લઈ જવાનો નથી ત્યારે તે પૈસાની માત્ર ફિકર કરે નહી. તેને બચ્ચાં છોકરાંની ફિકર નહી હતી, કેમકે છૈયાં છોકરાં તો તેને હતાંજ નહી. તેનું મગજ તો કાંઈ આગલી યાદમાં પેસી ગયું હતું. તે કાંઈ દુઃખ બતાવતો હતો, કાંઈ પસતાવો કરતો હતો. મોતની વખત તેને કાંઇ સંભારી આવ્યું હતું.

"અરે અરે! મેં તેને મારાથી દૂર કાં કીધો?" તે પોતાના મોતના બિછાણા ઉપર એકલો બડબડતો હતો. "મેં એને મારા પાસેથી હાંકી કાં કાહાડયો? એક કુતરાની પેઠે મેં તેને હરકાર્યો કાં? નહી સગાં, નહી વ્હાલાં એવી હાલતમાં મેં તેને દુનિયાંમાં વીહલો મુકયો કે જે દુનિયાંમાં તેને મળે તો તે ખાય નહી તો ભુખે મરે. મારી બેહનનો એકપુરો દીકરો, તેની મા મરી ગયલી, બાપ મરી ગયલો, અને તેઓ એ દીકરાંને મારા આધાર ઉપર મને સોંપી ગયલાં તેનેજ મેં મારા આશ્રા તલેથી હાંકી કાહડયો તો હવે હું મરી જાવુંછ, મારી બેહનને મળવાનો વખત આવ્યોછ, ત્યારે તેને હું શો જવાબ દઈશ?"

આ તો મરતી વખતે રૂસતમજી મામા પોતાના ભાણેજને કરેલા ગેરઇનસાફને માટે પશ્ચાતાપના દુઃખમાં પડેલા હતા. ગુમાસ્તાના ગાંધીને તેણે વગર વાંકે પોતાની સહાયતા તલેથી હાંકી કાહાડી દુનિયાંમાં રખડતો કીધો હતો. "વગર વાંકે" કહીશું, તો જોકે ગાંધી પોતાના મામા તરફ નાફરમાન થયો હતો ખરો. પણ નાફરમાન શામાં? તેણે કાંઈ ચોરી લુછાઈ કીધી નહી હતી, તેણે કોઇનાં ગલાં ફાંસ્યાં નહી હતાં, તેણે કાંઈ વીભિચાર કે બદીમાં પોતાની બુનિયાદને એબ લગાડી નહી હતી. તે માત્ર નાફરમાન એટલોજ થયો કે તેનો આ મામો તેને કેળવણી લેતો બધ પાડી અને દુનિયાંમાં નામદારી મેળવવાનો તેનો લોભ તોડી નાખી તેને દુબાશના ધંધામાં નાખવા માંગતો હતો, તેમાં ગાંધી સામો થઇ મામાને નાફરમાન થયો તે ખચીત કોઈ મોટું પાપ કેહવાય નહી. અને તોપણ એટલા નજીવા વાંક સારૂ, બરાબર બોલીએ તો નહી વાંકનો વાંક ગણીને તેને હાંકી કાહાડવામાં રૂસતમજી દુબાશે પોતે મોટો

વાંક કીધો હતો, તે વાંક તેને મોતની ઘં- ડીએ જેમજેમ યાદ આવતો હતો તેમ તેમ તે વધુ પસતાવામાં ગીરફતાર થતો હતો.

તે પોતાના બિછાણા ઉપર એકલો પડેલો હતો. મોતના બિછાંણા ઉપર માણસ એ- કલોજ નહી હોય તો તેની સાથે બીજું કોણ મરવા સુતું હશે? પણ તેને દિલાસો દેવા, તેના દુખા દિલ ઉપર પડતા દુઃખના આ ચોબા ઓછા કરવા તેની આગળ કોઈ નહી હતું. અગરજો તેણે ગાંધીને કાહાડી મેલ્યો નહી હોત તો આ વખતે તે કરી લીધેલો દીકરો અને કદાચ તેનુ આખું કુટુંબ તેના મોતની ઘડીનું દુઃખ ઘટાડવાને તેની આ- ગળ હોત. અગર દુઃખ ઘટાડવા નહી તો મરતી વખતે મામાને ધીરજ આપવા તો હાજર હોત તો આમ છેલી ઘડીએ એ- કલું દુઃખ ખમવું તો નહી પડત.

તેમ નહી તો હવે ગાંધીને કાહડી મેલ્યા પછીબી અજલની ઘડીએ તેની સામેનો ગુસો કાહાડી નાખી તેને પાછો બોલાવ્યો હોત તો તેની આગળ પોતાની છાતી ખોલી કરી અને તેને દુનયામાં રખડતો કરવા માટે તેની માફી ચાહી રૂસ્તમજી મામા વધારે ધીરજથી પોતાનો પ્રાણ મુકત. એ- ટલી પ્રણ ધીરજ આ ગુસાવાન ઘરડા શે- ઠના નસીબમાં નહી હતી. તેવણને ગાંધીને બોલાવી મગાવાની પોતાની આ મોટી ભુલ સુધારવાની અકલ ઘણી મોડી સુજ પડી હતી અને તેથી તેવણને વધારે પસતાવો થતો હતો.

"અરે! અરે! એ બિચારાની બેહસ્તન માને હું શો જવાબ દઇશ?" કોઈની રાહ જોતા હોય તેમ રૂસ્તમજી દુબાસ પોતાથી ઉઠાતું નહી હતું તે છતાં ઉઠવાનાં ફાંફાં મારી પોતાના મોતના બિછાણાની સામેના બારણામાં જોઇને તથા કોઇના પગલાં સાં- ભળવાને આતુર હોય તેમ સાંભળવાના કાન કરીને અંતે કોઈ નહી આવ્યું ત્યારે પાછો પસ્તાવે પૂર બલાપો ચલાવ્યો. "હા! હું બેહનને કીએ નાકે જઈ મળીશ અને તેને કીયે મોહડે જવાબ દઈશ? ભ્યારે એ બેહસ્તન મરવા સુતી—જેમ આજે હું મરવા સુતોછું તેજ મિશાલે—ત્યારે તેણે મને બિછાણા આગળ બોલાવી પોતાના દીકરા ગાંધીનું પાંખરૂં મારા હાથમાં મુકી કહ્યું કે 'રૂસ્તમજી, મારા સમ જો તમે મારાં આબચ્ચાંને સંભાલ્યું નહી તો. એ બાપ વગરનો છે, હવે એ માય વગ- રનો થશે, એના બાપ તમેજ થજો ને એની મા પણ તમેજ થજો અને ખોદા તમારૂં ખાનું આબાદ કરશે.' મારી બેહનને આ- પેલું વચન મેં શું પાલ્યું? મેં ફકત મારી હુજત પુરી પાડવા તેને કાહડી મેલ્યો. અ- ગરજો તે દુનિયામાં ભુખે મરતો હશે, ગ- રીબાઇની હાય વેહલામાં હશે તો તે મારે લીધે હશે—પણ જો તે સુખી થયો હશે અને રળતો કમાતો હશે તો તે મારીથી નહી પણ પોતાની અકલથી અને પોતાના ઉદ્યોગથી હશે. પણ હું એની માને પેલી જીહાનમાં શો જવાબ દઈશ? અરે! કોઈ મને ખોલાસો કરશે?"

પોતાના પશ્ચાતાપના આ પાછલા શબ્દો રૂસ્તમજી દુબાશના મોહમાંથી મોટે સાદે બોલાઈ ગયા અને એક ચાકર જે દૂર બે- સીને તપાસ્યા કરતો હતો તે સાંભળીને આ- ગળ દોડી આવ્યો. ડાકટર કેહતો હતો કે શેઠનો એક ઘડીનો ભરૂસો નહી હતો, ક- દાચ એમનાએમ ઘણા દહાડા કાહડશે અને કદાચ અચબુચ પ્રાણ મેળી દેશે, માટે તે- વણને જોયા કરવાનો ડાકટરનો હુકમ હતો પણ "ઓ! કોઈ મને કેહશો? કોઈ ખો- લાસો કરશો?" આમ શેઠનો પોકાર સાં- ભળીને ચાકર આગળ દોડી ગયો.

"સાહેબ, કાંઈ કહોછ?" તેણે પુછયું.

"એ કોણ? કાવલો કે?" શેઠની આંખે અંધારાં ફરી વળતાં હતાં, માટે બરાબર પિછાણી તેવણે પુછયું. "શું કેહછ, કાવલા?"

"સાહેબે મને હાંક મારી. કાંઇ કહોછ સાહેબ?" કાવલાએ જવાબ દીધો.

"નહી, કાંઈ નહી. મેં ક્યારે હાંક મારી? તું શું કામ બેસી રહોછ? નિકલ, જા અંહીથી."

"વારૂ સાહેબ. પણ કાંઈ જોઇયેછ? સાહેબ, જરા કાંજી લાવું? સુપ લાવું?"

નહી. રૂસ્તમજી શેઠનો જીવ શરીરના આ ઓલિયામાંથી નિકલી જવાને વખતે તેને ખાવા પીવા શું ગમે? તેનો જીવ બીજી ગમ હતો. એક હાથ ઉપર તે તેના આવતાં ભવિષ્યના ભયમાં ભરાયો હતો, બીજા હાથ ઉપર પોતાના ગુજરેલાવખતમાં પોતે કરેલા ગેરઇનસાફના પસતાવામાં ભરાયલો હતો.

કાવસો એકવાર ફરી તેવણના પગ ઉપરથી ખીશી ગયલી શાલ તેવણને હોરાડી તેવણના હુકમ મુજબ આગળથી દૂર ગયો.

"કાવસા, તે લોકો આવ્યાં નથી કે?" રૂસ્તમજીએ તેને પાછો હાંક મારી પુછયું.

"નહી, મુરબ્બી સાહેબ. હજી નથી આવ્યાં."

"ક્યારે આવશે?" શેઠે નિરાસ થઈ ફરિયાદ કીધી. "જોની જોની, કાંઈ બારી-એથી દેખાયછ? જો દૂરથી ગાડી નજરે પડે તો ઇશારત કર કે જલદી દોડતાં આવે. એ લોકો ક્યારે આવશે?"

"સાહેબ, આજે વરસાદ ઝાઝો છે. તેથી એ લોકોને આવતાં અડચણ પડતી હશે, સરદી લાગતી હશે."

"પણ તું જા. હું કહુંછ તેમ કર. સામો રસતા ઉપર જા અને અંહી આવવાની ઉતાવલ કરાવ."

કાવસો તેઓને સાંમો તેડવા ગયો અને રૂસ્તમજી શેઠ એકવાર ફરી કાંઇ સંભળાતું હોય તેમ કાન ઉંચા કરી, કાંઈ દેખાતું હોય તેમ આંખે હાથનો ઓથો કરી પોતાના દુઃખની કલતર વચે બલાપાના મહાસાગરમાં પાછા પડયા. થોડીવાર તો ગુપચુપ પડી રહ્યા, પણ પછી વળી પાછા તેવણને ઉસકેરનારા મનના જુસાઓ ઉભરી નિકલ્યા.

"હજીબી ભૂલ સુધરી શકશે—હજીબી હું ઇનસાફ આપી શકશ." તેવણ બબડયા અને વળી પાછી "એ લોકો ક્યારે આવશે?" તેની આતુરતાભરી વાટ જોતા રહ્યા.

તેવણ કોણની વાટ જોતા હતા? પોતાના ગાંધી અને તેની બાયડી ગુલીની વારૂં? મરતી વખતનો તેવણનો આ પસતાવો સઘળો ગાંધી વિષે હતો ખરો, તેવણ પોતાના એ ગરીબ ભાણેજને પોતાના બિછાણા આગળ જોવા ચાહતા હતા ખરા.

પ્યારાં વાંચનારાંઓ, ઘણાં જણ પોતાની હૈયાતીમાં બચ્ચાંને તુચ્છકારેછે—કેટલાંકો તો બચ્ચાં ચાહતાં નથી, માંગતાં પણ નથી. પણ તેઓને પોતાની એકલી, એકલપેટી જીંદગીનો ખરો ખ્યાલ આવી મોતની ઘડીએ આવેછે. તેઓ મુવા એટલે તેઓને મનથી ડુબી ગઈ દુનિયાં. તેમની હસતી સાથ તેમની ઓલાદની હસતી પણ આખર થાયછે. તેઓની પછી તેઓનું કોઈ રહ્યું નહી. તેઓનું નામ રાખનાર કોઈ મળે નહી. છેલી ઘડીએ તેમની ચાકરી કરનાર કોઈ મળે નહી. તેવાં માણસો ગમે એટલો ખજાનો મુકીને મરી જાય તોપણ તે શા ખપનો? તેના કરતાં જુવો પેલાં ગરીબની ઝુપડીમાં મરવા સુતેલો એક ગરીબ પણ બચ્ચરવાલ બાપ. તે મરતી વખતે પોતાના પરિવાર મંડળને પોતાની આસપાસ સંતોષી કુંડાલામાં જોઇને કેવો શંતોષ પામેછે; તે તેના રડનારાં છે, તેનું નામ રાખનારાં છે, તેની પાછળ તેની ઓલાદ વધારનારાં છે, એ ધીરજ મરતી વખતે તેને મોટું સુખ આપનારી છે.

ગુમાસ્તાના ગાંધીને શેઠ રૂસ્તમજી દુબારા મરતી વખતે પોતાની પાસે જોવા, ભેટવા ચાહે એ કુદરતી છે, પણ ખચીત આજે એઓ તેની વાટ જોતા નથી. તેને પોતાની પાસે બોલાવવાનો વિચાર તેવણને ઘણો મોડો સુઝ્યો કે જ્યારે તે નહી બને એવું હતું. ગાંધી ક્યાં છે તેની પણ તેવણને ખબર નહી હતી. તેને કાહાડી મેલ્યા પછી તેવણે તેની સાથ કશો વેહવાર રાખેલો નહી હતો. તે અમદાવાદમાં છે, કેથે પરણેલો છે, સુખી છે એટલું તેને માટે કોઈ દહાડે કાંઈ સાંભલ્યું હતું. તે આ પસતાવાના વખતમાં

આવી લાગે એટલા પાસે નહી હતો. નહી, શેઠ તો કોઈ બીજાંની રાહ જોતા હતા.

"કેમ કાવલા, તેઓ આવ્યાં?" શેઠનો કારભારી કાવલો બિછાણા આગળ પાછો આવતાંજ તેવણે પુછયું.

"નહી સાહેબ, હું દરવાજા બાહાર રસ્તાપેર જઇ આવ્યો, પણ તેઓની કશી નિશાન જણાતી નથી."

"ક્યારે આવશે? અરે! એ લોકો મને કાં ટવલાવેછ! ક્યારે આવશે?"

"આવતાં હશે મુરબી. નિકલી ચુક્યાં હશે." કાવલાએ ધીરજ આપી. "મેં રાતના બગી કરીને માણસ મોકલ્યું હતું અને તેને કહ્યું હતું કે સાથે લઇને આવે."

"પણ એ લોકોને ત્રેન મળી હશે કે નહી?"

"મેં માણસ મોકલ્યું ત્યારે પાછલી રાતના ૪ વાગેલા હતા. મેહમવેર જતાં તેને એક કલાક લાગ્યો હશે અને તેઓ તુર્ત નિલ્યાં હશે તોપણ તે વખ્તે ત્રેન નહી હશે, માટે હું ધારૂંછ કે તેઓ ઘેરની ગાડીમાં નિકલ્યાં હશે અને તેથી આટલું મોડું થતું હશે."

"હમણા કેટલા વાગ્યા?"

"હજી તો સાડા છ વાગ્યાછ સાહેબ." કાવલાએ કહ્યું.

"સાડા છ? અને મને અંધારૂં કેમ દીસ્યા કરેછ? હું તો ધારતો હતો કે હજી રાતનો વખ્ત ચાલેછ. સહવાર થઈ? ત્યારે તો હજી મારી ભૂલ સુધારવાનો વખ્ત છે. કાવલા, તું જા, ગાડી કરીને દોડતો જા, અને સોરાબશાહ વકીલને તેડી લાવ."

"સોરાબશાહ વકીલને? હમણા?" કાવલો પુછતો ઉભો રહ્યો.

"હા હા. જા. દોડ. તેને કેહ કે હું મારૂં વીલ ફેરવવા માગુંછ. હજી થોડો વખત છે તેટલાંમાં વીલ ફેરવીને બરાબર કરવા માગુંછ, પણ વખત ઘણો નથી રહ્યો. વાસ્તે જલદી જા, દોડ, ઉભો ના રેહ. અરે જા!!"

કાવલો દોડયો. શેઠ ઘેલા થયા હોય એમ તેને લાગ્યું. પણ તેણે જવું જોઇયે. તે ગયો અને શેઠની આગળ એક બીજા ચાકરને બેસાડી ગયો.

આજારીના ઓરડામાં સઘળું પાછું શાંત થઈ ગયું, પણ રૂસ્તમજી શેઠની દુઃખની કાંસકરાંજ, બલાપા ભરેલી યાદ અને આતુરતા ભરેલી અધીરાઈ બંધ પડી નહી હતી. "ઓ! તે ક્યારે આવશે? એ લોકોબી નહી મળે?"

"ગાડી આવી સાહેબ!" અચબુચ ગાડીનો ખડખડાટ સાંભળી ચાકર બોલી ઉઠયો.

"કોણ આવ્યું? સોહરાબશાહ વકીલ કે?"

"નહીજી. એ તો મેહરબાઇ આવ્યાંછ અને તેવણના વર મનચેરજી મોટાભાઈ છે જી."

રૂસ્તમજી દુબાસ મરણ કાંઠે "કાગડે ડોલે" જેની વાટ જોતા હતા તે એઓજ હતાં.

---

## પ્રકરણ. ૧૪ મું.

## ડાકટર કે વકીલ!

મી॰ મનચેરજી મોટાભાઈ મુંબઈના ઘણા માતબર અને મશહુર વકીલ હતા. તેવણ મશહુર હતા તેથી વકીલના ધંધામાં માતબર થયા હતા, પણ તેવણ માતબર થયા— બરાબર બોલીએ તો માતબરમાં લખાયા— તેથી કરીને પછવાડેથી ઘણા મશહુર થઇ ગયા હતા. તેવણનું નામ મોટું હતું, ઈજત પણ મોટી હતી. ધંધામાં તેવણ ઘણા ફતેહમંદ હતા, તેવણની ઘરાકી ઘણી હતી.

કુમાસ્તાનો ગાંધી એક નાના છોકરા લેખે જ્યારે પોતાના મામા શેઠ રૂસ્તમજી દુબાશને ત્યાં રહેલો હતો ત્યારે આજ ઘણા વર્ષ ઉપર મનચેરજી મોટાભાઇ એ રૂસ્તમજી દુબાશની ભાનજી મેહરબાઈ સાથ

પરણ્યા હતા. મેહરી અને મનચેરજીના લગ્ન ઉપર ગાંધી પણ મેહરીની સાથે એકજ ઘેરમાં રેહતો હતો. જેમ ગાંધી તેમજ મેહરી એકજ મામા રૂસ્તમજી દુબારાના આશ્રય હેઠલ પલાયલાં નિરાશ્રીત બાળકો હતાં. જેમ ગાંધીની તેમજ મેહરીની મા પણ રૂસ્તમજી શેઠની બેહન હતી અને જેમ ગાંધીની મા તેમજ મેહરીની મા પણ મરણ પામતી વેળા પોતાનાં આ બાળકનું પાળણ તેના મામા રૂસ્તમજીને સોંપી ગઈ હતી.

માટે આ બંને મસીઆઈ ભાઈ બેહનો બચપણથી સાથે ઉછરેલાં હતાં. પણ તેમને બચપણથી ઝાઝું બાજતું નહી હતું. તેઓ વચે મેલાપ થોડોજ હતો. તેમાં વળી મનચેરજી મોટાભાઇને પૈણ્યા પછી ગાંધી અને મેહરી વચે વેહવાર હજી ઓછો થયો—મેહરી કોઈ વખત પોતાના મામાને મળવા આવતી ત્યારેજ પોતાના આ પીતરાઇને મળતી હતી. પણ ગાંધીને તેના મામાએ કાહડી મેલ્યા પછી તો મેહરીએ ગાંધીને તદનજ વિસારી દીધો અને કદી યાદ કીધો નહી. તે ગાંધીને ભૂલીજ ગઈ હતી અને ગાંધીની ગુલી વિષે તો મેહરીને કશી ખબર પણ નહી હતી.

મેહરબાઇને, અને મેહરબાઇને લીધે તેના વર મનચેરજી મોટાભાઇને તેવુંજ જોઈતું હતું. તેઓ ગાંધીના અદેખાં હતાં અને તેથી જ્યારે ગાંધીને રૂસ્તમજી શેઠે કાહડી મેલ્યો ત્યારે તેઓ મનમાં ખુશી થયાં હતાં. તેમને ખુશી થવાનું કારણ હતું, કેમકે ગાંધીને એવારનિવાર કીધા પછી રૂસ્તમજી શેઠે મેહરીને દીકરી કરી લીધી અને દીકરો પણ માની લીધો. તેવણે ગાંધીને પોતાના વારસામાંથી બાતલ કરી, મેહરીને પોતાની એકલી વારસ બનાવી, અને મનચેરજી મોટાભાઇએ પોતાનાં મામાસસરા પાસે તેવું વશીહતનામું કરાવી લીધું.

મામા મંદા પડયા ત્યારથી આ બાનજી અને તેનો વર મામાની ચાકરીમાં ઝાઝાં હાજર નહી હતાં પણ દૂરથીને દૂરથી હિત ઘણું બતાવતાં હતાં. તેઓ છેક મેહમમાં રેહતાં હતાં એટલે તેમને મામાની ખીદમત સંબંધી ફરજ ઉડાવાનું બાહણું અચ્છું મળ્યું હતું. તેઓ મેહમમાં દરિયાની સફીલ ઉપર એક સુંદર બંગલો બંધાવીને રહેલાં હતાં, તેમનાં બચ્ચાં છોકરાંનો કબીલો મોટો હતો, તે કબીલા સાથ તેઓ પૈસે ટકે સુખી હતાં અને ગાડી ઘોડા તથા ચાકર નફરો સાથ મોજ કરતાં હતાં. આમ દૂર વસવું પડવાને લીધે રૂસ્તમજી મામાની ચાકરીમાં તેઓથી આગળ રેહવાઈ "શકાતું નથી" એથી કરીને તેઓ "દિલગીર હતાં."

બીજા હાથ ઉપર વળી રૂસ્તમજી મામાનું દર્દ એવું જુનું અને લાંબી મુદતનું હતું કે મેહરી જેવી દૂર વસનારીને મામાની આગળ એક અનિશ્ચિત મુદત સુધી રેહતાં પરવડે નહી. તે ગઈ કાલે તો મામાને મળી ગઈ હતી, ત્યારે મામા "જેમનાતેમ" હતા. આ "જેમના તેમ" માં ઘણો મોટો અર્થ છે. એટલે કે રૂસ્તમજી દુબારા ધીરેધીરે મરતા જતા હતા, તે કોઇને જણાતું નહી હતું. પણ ડાકટરનો જવાબ એકજ હતો કે તેવણ નથી જીવવાના. ક્યારે મરશે તે ડાકટર કહી શકતો નહી હતો—એટલે મામા ઘડીપલ હોય તોપણ "જેમનાતેમ" ગણાતા હતા. મેહરી ઘણીવાર ડાકટરને પુછી રહી હતી કે મામા હજી દહાડા કાહાડશે કે? એટલે કે તેવણ ક્યારે મરશે? અથવા બીજા બોલામાં તેવણની દોલતના દલ્લા સારૂ તે મામાને મરવાની વાટ જોતી હતી. પણ તે ડાકટરને જુદુંજ સમજાવતી હતી. "મામા બિચારા કેવા હલાક થાયછ! અલા એવાને જીવાડીને શું કામ દુઃખ દેખાડછ! બિચારાની હેલાકી તરફ દાદાર હોરમજ જોય અને મામા જલદી છુટે તો કેવું સારૂં!"

ગઈ કાલે મામાને જોઇ જવા પછી તેવણ રાત્રે ઘભરાયા, ઘણા બેહાલ થઈ ગયા, અને તેથી કારભારી કાવલાએ તાબડતોબ

મેહરબાઈ અને મનચેરજીને તેડવા મોકલ્યાં. રૂસ્તમજી શેઠ પોતે તે લોકોને બોલાવવા કાવલાને ફરમાવ્યું હતું અને કાવલો જોતો કે શેઠ તેઓને મળવાને આતુરતા ભરેલી તલપમાં તલપી રહ્યા હતા. શેઠ મરતી વખતે આ લોકોને મળીને કાંઈ કામ કરવા માંગતા હતા, પણ તે શું કામ છે તેની કાવલાને છેક સહવારે સમજ પડી કે જ્યારે તેવણે સોહરાબશાહ વકીલને બોલાવા મોકલ્યો અને તેખી એમ કહીને કે હું મારૂં વીલ ફેરવવા માગુંછું.

જેટલી વકીલને તેટલીજ મેહરી અને મનચેરજીને ભેટવાની તેવણની આતુરતા હતી. તેઓએ આવતાંનીવાર પેહલાં તો ચકરોથી પુછયું. તેમને જવાબ મળ્યો કે પાછલી રાતના ડાકટર કહી ગયાછે કે શેઠ હોશ્યારીથી વાતચીત કરે તે ઉપર ભૂલવું નહી, કેમકે જે ઘડી આવેછે તે આ દુનિયામાં એઓની નથી એમ જાણવું. પણ ડાકટરોના જવા પછી શેઠ વધારે હોશ્યારીમાં આવ્યા. મેહરીને ખબર મળી કે ડાકટરો કહી ગયા કે સહવાર પડયા અગાઉ તેવણ ઝીમાઇ જશે, પણ તેને બદલે ચાકરો બોલ્યા કે શેઠ તો ઉસકેરાયલા રહ્યાછે અને બામદાદ પછી તો અતિઘણા હોશ્યાર થયાછે. રાતના મુદલ ઊંઘ્યા નથી અને સહવારથી સારીપેઠે વાત કરેછે.

આ હકીકત સાંભળીને માટી બૈયર બેહુ તુર્તજ મામાના ઓરડામાં આવ્યાં. મનચેરજી એક મોટો, મુછાળો, લાંબો, કદાવર, રોબવાલો ગૃહસ્થ હતો. તેણે ડગલો પેહરેલો હતો, માથે ઉભા પેજની પાઘડી અને પગમાં લાલ પાજની ઈજાર સાથ રોગાણુનાં બૂટ હતાં. તે ઉમરે અઢાર લાગતો હતો, અને તેનું બોલવું ચાલવું સઘલું ભપકામાંજ હતું. તેની ધણીઆણીનો રોબ અને તાપ કાંઈ ઓછો નહી હતો. મેહરબાઈ પણ કદે ઉંચી અને દેખાવે ખુબસુરત હતી. જોકે તે પોતાના વર સાથ ઉતાવલે દોડી આવી હતી તોપણ તેને હાથે બાંગડી તો હતીજ, એક કાનમાં બીલિયાનનું એરીંગ ઝલકતું તો હતુંજ, દિલમાં સુંદર સાડી ખડખડ તો થતીજ હતી.

મેહરબાઈ અને મનચેરજીએ આવીને મામાને એવા હાલ બેહાલ જોયા કે તેઓ બંનેએ પોતપોતામાં ઇશારતથી નકી કીધું કે મામા આજનો દહાડો કાહાડે નહી. તેવણ હોશ્યારીમાં હતા, પણ મોતના દુતનો દાંત તેવણના ચેહરા ઉપર પડી ચુકયો હતો. તેવણ બોલતા હતા, પણ લગાર બોબરૂં તોતરૂં બોલતા હતા. તેવણ વખતે વખત આંખે અંધારૂં ફરી વળવાની ફરિયાદ કરતા હતા અને કોઈ વખતે જવાબ દેતા તો કોઈ વખતે વળી જવાબ નહી દેતા હતા. બરાબર બોલીએ તો મેહરીને મળવા માટે ગોયા તેવણની ઘાંટીમાં જીવ વલગી રહ્યો હતો. તે વરસેનુના આવતાંવાર શેઠ તેમને ઓળખ્યાં હતાં.

"કેટલી વાર?" તેવણ બેહુને ધમકાવી ઉઠયા. "મરતી વખતે મને તમે લોકે આવા ડોલા તણાવ્યા?"

"ઓઆરૂં મામા! જબા! તમોને શું છે? એમ શું બોલોછ? કાંઈ ફિકર ના કરો." મેહરી મામાના બિછાણા ઉપર બેસી તેવણને ભેટતાં બોલી.

"બાવા, અમે તો હજી વધારે જલદી આવતે." મનચેરજીએ ખોલાસો કીધો "પણ વર્શાદ તો આવવા પડયો તે થોભ્યોજ નહી. પરેલ મુક્યા પછી આખે રસતે ગુથણપુર પાણી અને બિચારા ઘોડા ચાલતાં થાકી ગયા અને અમે ગાડીમાંને ગાડીમાં સરદીથી થથરી ગયાં."

"સાહેબ, સોહરાબશાહ વકીલ ઘેરમાં નથી" કાવલો જે તેને તેડવા ગયો હતો તે આ ઠેકાણે આવી બોલ્યો "તેવણનાં ઘેરમાંથી ઇધાણી મળીછ કે તેવણ ભાંયખલે કામે ગયાછ, ત્યાંથી સાહેબ ફરમાવો તો તેડી લાવું."

"કોણ? કયાં?" રૂસ્તમજી શેઠ એટલા બેભાણ થતા ચાલ્યા કે વકીલને બોલાવા મોકલેલો તે ભૂલી ગયા હતા. કાવલાએ વ-

ધારે મોટે બોલીને યાદ આપ્યાથી તેવણને યાદ આવી, પણ હવે તેવણે વકીલને બોલાવા ના પાડી. "ના જતો, કાવલા, ના જતો. વકીલનું શું કામ છે? મને વકીલ જોઇતો નથી. મારો મનચેરજીબી વકીલ છે કેની? તેજ બસ છે. મનચેરજી મને વકીલનું કામ છે, તે તમેજ કરશો?"

"બાખુશી સાહેબ. ફરમાવો." મનચેરજી તેની આગળ જઈ બોલ્યો.

"ચાકરોને બાહાર મોકલો. કોઇને અંહી આવવા ના દેતાં. મેહરી, તું મારી પાસે બેસ, તું ને મનચેરજી બેહુ હું કહુંછ તે સાંભળો. આજે આખી રાત મને ઊંઘ આવી નથી. કાલે તમે આવી ગયા પછી——"

"હું નહી આવ્યો હતો મુરબ્બી, કાલે તો મેહરીજ એકલી આવી હતી." મનચેરજીએ તુર્તજ શેઠને યાદ આપી.

"હા, મેહરી આવીતી." શેઠને ભાણું આવી. "ત્યાર પછી તો હું ઘણો ઘભરાયો. મારૂં દુઃખ ઘણું વધ્યું. આખી રાતની મારી ઊંઘ ગઈ ને મેં સહવારે પડતાંજ વકીલને તેડાવ્યો."

"વકીલને?" મનચેરજીએ નવાઇ સાથ પુછ્યું. "જીવ ઘભરાયો ત્યારે ડાકટરને તેડાવ્યો હશે. વકીલને શા માટે?"

"નહી, નહી, વકીલનેજ તેડાવ્યો" રૂસ્તમજી શેઠ પકી યાદથી કહ્યું. "મારા જીવને આખી રાત કરાર વળ્યો નહી, મને જરા ચેન પડયું નહી, હું ઘભરાયા કીધો અને સહવારે મેં વકીલને તેડાવ્યો ત્યારેજ ધીરજ આવી."

"પણ મામા, બિમારી વચે વકીલનું શું કામ?" મેહરીએ પુછ્યું.

તું સાંભળની તો." મામાએ તેને ધમકાવી. "મને વધારે બોલાવ ના. હું કહું તે સાંભળ. તું મને ઉતાવળ ના કરાવ. હું જાણુંછ કે તું ને તારો વર ભુખ્યાં ને પ્યાસાં મેહબાવેરેથી આવ્યાંછ, પણ તોબી તમો થોભો, પેહલાં મારૂં કામ કહુંછ તે કરો, અને પેહલાં હું ધીરજ સાથે મરૂં એવું કરો."

"આવારે! તમે એમ શું ફાંટું ફાંટું બકોછ, મામા! તમોને જી! તમે કાલે ઉઠીને ઉભા થશો."

"સાહેબ, તમે જે કહો તે કરવાને તૈયાર છીયે, ઘભરાવો ના." મનચેરજીએ સધ્યારો આપ્યો.

"હા દીકરા. તુંબી વકીલજ છે ને બધા વકીલ સરખા, વાસતે સોહરાબશાહ વકીલને જે કામ સારૂ મેં બોલાવ્યો તે કામ તું કરી શકશે અને તું કરે તો સોહરાબશાહની શી જરૂર? જલદી કરો. વખત લાગવો નહી જોઇયે, તમારો નાસતો પાણી પછી કરજો. અંજલની દોરી ઉપર મારો જીવ જરા લટકી રહ્યોછ અને ઘાંટીમાં જીવનો વાવલો વળગી રહ્યોછ, તેમ તમોને નથી, તમે તો હજી લાંબા આવરદે જીવશો. વાસતે મારૂં કામ કરી લ્યો, પછી હું નચિંતે મરવા બાદ તમે ગમે એટલું ખાઈ પીને મોજ કર્યા કરશો. પેહલાં મારૂં કામ કરો અને પછી મારા ઘેરમાં તમે તમારૂં કર્યા કરજો."

રૂસ્તમજી શેઠ આ સધૂલો, કોઇ પવનનો બકારો કરતા હોય એવું મેહરી અને મનચેરજીને લાગ્યું. મેહરીએ પોતાના વરને ઈસારત કીધી કે મામાનું ભેજું ગયું.

"અરે વેગોની! વેગોની! જોયા શું, કરોછ? કામ ચલાવોની." રૂસ્તમજી શેઠ ઘણી નબલાઇ વચે ઘાંટો તાણીને પોકારી ઉઠયા. જે કામ કરવાનું છે તે કહી ચુકયા અને આ વરવહુ નાફરમાનીથી તે બજાવતાં નથી એમ તેવણને લાગ્યું. "મને બોઠી કાં કરોછ? વેગોની."

"પણ જી તમે શું કામ ફરમાવોછ તે તો કેહતા નથી? તમારો હુકમ બજાવવાને અમો ના પાડતાં નથી."

"મેં તમોને કહ્યું કેની? નહી નહી. મેં હજી નથી કહ્યું." શેઠ યાદ કરીને બોલ્યા. "એ તો વકીલને બોલાવા મોકલતી વખતે મેં કાવલાને કહ્યું હતું. અરે! હું હવે ભૂલતો જાવુંછ. મનચેરજી, મેહરી, મને ઘણું જબરૂં દુઃખ થાયછ જો."

"સાહેબ, ધભરાવો ના" આ દુનિયાં આ-ઘેલા ઘરડા માણસ આંખોમાંથી તરતર આંસુ પાડતો હતો તે શાંત કરવાને વકીલ સાહેબ બોલ્યા. "તમોને શું દુઃખ છે? ડાકટરને બોલાવું?"

"નહી. ડાકટરથી ઉપાય થશે નહી. મારૂં દુઃખ તનનું નથી, એ તો મનનું દુઃખ છે, તેમાં ડાકટર શું કરી શકવાનો છે? મારાં તનનું દુઃખ તો જુનું છે, પણ આ તો મને નવું દુઃખ થયુંછ. મને બળાપો થાયછ, પસતાવો થાયછ, અને તેનો ઉપાય ડાકટરના હાથમાં નહી પણ તમો વકીલના હાથમાં છે."

હવે મેહરીએ જોયું કે તેના મામા કાંઈ ફાટું ફાટું બકતા નહી હતા પણ મુકરર મ-તલબથી કાંઈ ચોકસ નેમ રાખતા હતા.

"મેહરી, મેં તુને ઘણી વખત મારી પાસે બોલાવીછ, પણ આજે મેં જુદીજ મતલબસર તુને બોલાવીછ. હું મરી જા-વુંછ—મારી આખર આવીછ એમ આજ રાત પછીજ મે જોયુંછ, અને તે જોયા પછીજ મને અકલ આવીછ, વાસતે મને અકલ આવીછ તેટલાં મારી ભુલ શુધારી લેવા દેવો. મેં જે ખોટું કીધુંછ તે મરતી વખતે ખરૂં કરવા દેવો. યાદ રાખજે દી-કરી મેહરી, યાદ રાખજે મનચેરજી, કે જીં-દગીમાં તમે કાંઈ પણ ખોટું કામ કરશો તે મરણ વખતે મોતના બિછાણા ઉપર, જેમ હમણા મને પસતાવો કરાવેછ તેમ, તમોને નડશે અને મોતનું બિછાણું તે ખોટાં કામની યાદથી કાંટા કવચનું બિછાણું થઈ પડશે. અગરજે તમે મને આરામ સાથ મરવા દેવો તો મારા મોતના બિછાણા ઉપર આ કાંટા ભોકાયછ તે દૂર કરવા દેવો."

મેહરીને મામાની મકસદ વિષે હવે શક આવવા લાગ્યા અને તે સમજતી ગઈ કે મને લાભ થાય એવા મામાના ચેનચાળા નથી.

"દીકરા મનચેરજી, પેલી કબાટ ઉઘાડીને તેમાંથી કાગળ કાહાડ. મેહરી, અંહી મારી પાસે આવ, ને મનચેરજી મારા બિછાણા આગળ લએછ તેટલાંતું ખડિયો ધરી રેહે."

તેઓએ તેમ કીધું અને પુછયું કે "ચાલો કહો સાહેબ, શું લખાવોછ? કોઈપીર કાગળ લખવાનું છે?"

"નહી, મારે મારૂં વીલ લખાવવું છે." રૂસ્તમજી મામા બોલ્યા.

"પણ સાહેબ, વીલ તો કરી ચુકયાછ?" મેહરીએ ધભરાઈને પુછયું.

"નહી, તે ખોટું વીલ છે. તે હું ખોટું કરવા માગુંછ, તે હું ફેરવવા માગુંછ."

આ ભયંકાર શબ્દો સાંભલીને મેહરીના હાથ થડથડ ધ્રુજવા લાગ્યા અને જો મન-ચેરજીએ ધરી નહી લીધા હોત તો તેના હાથમાં પકડેલો શાહીનો ખડિયો પડી જાત.

મનચેરજી મોટાભાઈ પણ મોહડું કુમ-લાવીને પોતાની બાયડીનો ચેહરો જોવા લાગ્યા.

પણ રૂસ્તમજી શેઠને આ સઘલું કાંઈ દીસતું નહી હતું. તેવણની આંખે વધારે ને વધારે અંધારૂં આવતું હતું. તેવણનો આવાજ વધારે ને વધારે બેસતો જતો હતો. જેને મુદલ બોલાવે નહી એવી ડાક-ટરની મને હતી તેણે આજે એટલીબધી વાત કીધી કે એટલીવારમાં તો તેવણ ઘ-ણાજ નબલા પડી ગયા હતા.

"મેહરી, મેહરી, મે તુને મારી દીકરી કરી લીધીછ" મામાનું ધ્યાન સઘલું એ-કજ વાતમાં ભરેલું હતું તેથી તેવણ આસ-પાસ જોયા વગર બોલ્યા જતા હતા. "પણ મેહરી, હું ઘણો ઘાતકી છું, મે એક ક-સાઈપણું કીધુંછ, ગેરઈનસાફ ગુજાર્યોછ."

"પણ કોણપર? શું?" મેહરી લગાર ચીરડાઈને બોલી.

"મારા ગુમાસ્તાના ગાંધીપર. તેનો હું તકસીરવાર થયોછ. તે તકસીર સુધારવા મા-ગુંછ. મારા ગાંધીને મેં વીલમાંથી બાતલ કીધોછ. તે મારૂં વીલ હું ફેરવવા માગુંછ."

મેહરી અને મનચેરજી બેહુને માટે આ માઠા સમાચાર હતા અને તેઓ બેહુ નાસીપાસીના બોજા તલે ગોયા તદન દબાઈજ ગયાં.

## પ્રકરણ ૧૫ મું.

# પૈસાની મારામારી.

"હું મારા ગાંધીનો ગુનેહગાર થયોછ." બંધાતી છાતી અને ખેંચાતી જીભે રુસ્તમજી દુબાશે પોતાના મોતના બિછાણા ઉપર વાત નહી ચલાવાય તોપણ તાણી-તોડીને ચલાવી. "હું મારા ગાંધી તરફ ઘણો ઘાતકી થયો. સાંભળોછ કે, મોટાભાઈ?"

"હાજી, હું સાંભળુંછ." મનચેરજી મોટાભાઇએ અણગમતો જવાબ દીધો.

"મારો ગાંધી" એ બોલ રુસ્તમજી દુબાસના મોહમાંથી આ ઘણે—ઘણે વર્ષે નિકળ્યા. આગળ જ્યારે ગાંધી નાનો હતો, જ્યારે પોતાના આ'મામાને ત્યાં રેહેતો હતો ત્યારે મામા તેની સાથ લાડ કરતાં તેને "મારો દીકરો" કેહેતા હતા. તેને પોતાના ઘેરમાંથી કાહાડી મેલ્યા પછી મામાએ તેનું નામ ઓવાર નિવાર કીધું હતું તે ગાંધી આજે મોતની છેલી ઘડીએ તેવણનો "મારો ગાંધી" થયો.

"પણ બાવા, તમે શાનો બલાપો કરોછ?" મેહરી મામાનું મન ફેરવવાની કોશેશ કરવા લાગી. "તમે ગાંધી તરફ શી ખરાબ ચાલ ચલાવી? તમે તો તેનું ઘણુંબી સારૂં ચાહ્યું. પણ તેણે તમારી તરફ ખરાબ ચાલ ચલાવી. બચપણના વખતમાં તે તમોને નાફરમાન થયો. તમારૂં ઘેર છોડી ગયો—"

"નહી, નહી, દુકતી, મને ગુસો ના ચહડાવ" મામા નહી બોલાય તે છતાં તણાઇને બોલ્યા. "તે જતો રહ્યો નથી, મેં તેને કાહાડી મેલ્યો ત્યારે તે નાચારીથી ગયો."

"પણ તમે તેની ચાલે કાહડી મેલ્યો." મેહરીએ હુજત લીધી. "તેણે તમારો હુકમ નહી માન્યો ત્યારે તમે તેને કાહડી મેલ્યો."

"તેણે મારો શો હુકમ નહી માન્યો વારૂં? બસ એજ કે તેણે દુબાસ થવા ના પાડી અને વીદ્વાન થવા માગ્યું? દારૂ ને દોરડાંનો ધંધો તજીને તેણે વિદ્વાનોનો ધંધો પકડયો એજ તેનો વાંક કે?"

"બાવા, એ મોટો વાંક કેહેવાય." અંહી મનચેરજી મોટાભાઈ તક જોઇને મામાસસરાનું મન ફેરવવા વચે પડયો. "તેણે એક ધંધોજ ના પાડયો એમ નથી, પણ તમારા દીકરા દાખલ તમારો ધંધો ના પાડયો. તમારી પેહડી ચલાવવાને ના પાડી અને તમારી પછી તમારૂં નામ અને પેહડી કાયમ રેહે એવી તમારી જે ઉમેદ તેજ તોડી નાખી."

"આ દુનિયાંમાં કાંઈ કાયમ રેહતું નથી" રુસ્તમજી હજી આ ફુસલવણીથી પીગળ્યા નહી "તમારૂં લાહેરપણું અંહી નહી ચાલશે, મનચેરજી. તમારી લાહેરી કોર્ટમાં ચલાવજો, અંહી નહી."

"લાહેરી શાની? હું તો તમારો ખોટો બલાપો શાંત કરવા માગુંછ." મનચેરજી મોટાભાઈ લગાર ગુસાથી બોલ્યો. "બાપનું નામ રાખે તે દીકરો, નહીતો દીકરો શાનો? ગાંધીએ તમારૂં નામ ને તમારી પેહડીનું નામ નહી રાખ્યું, તેથી તમે તેને કાહડી મેલ્યો તેમાં તેને વાજબી શિક્ષા કીધી અને હવે તેનો પસતાવો કેવો કરવો?"

"તે વિદ્વાન થતે, મોટો, નામીચો, ભણેલો થતે તો શું બાપનું નામ નહી રાખતે કે? તેથી તો આ વાહણના સર ને દોરડાં, દામર ને રંગના વેપાર કરતાં વિદ્યાથી મારૂં નામ વધારે રેહતે, પણ હું ઊંધી બુદ્ધિનો તે વખતે સમજી શક્યો નહી અને તેને મેં ઉગર વાંકે કાહાડી મેલ્યો."

મનચેરજીએ અને તેની બાયડીએ જોયું કે જેમ તેઓ મામાને વધારે ભમાવેછે તેમ તેવણ વધારે ડાહાપણના શબ્દો બોલતા જાયછે ત્યારે તેઓએ બેહતર એજ ધાર્યું કે તેવણને બોલવા દેવા કે જેથી તેવણ થાકીને સેવટે ચૂપ રેહે.

"મારાં ભાયગ અભાગ્યાં કે નહી દીકરા છતાં જે મારો દીકરો થયો તેને મેંજ ફકત મારી મમત અને મગરૂરીની ખાતર, ફકત મારી શુખનપરવરીની ખાતર મારા ઘેરમાંથી હાંકી કાહાડયો. મેં એટલો વિચાર નહી કીધો કે ગાંધી વિદ્વાન થાય એ તેના પોતાના બાપની મરજી હતી અને તેણે જે બોંહસ કીધી તે માત્ર બેહસ્તી બાપની મરજી ખાતર બોંહસ કીધી હતી. મેં તેને બેગુનાહ મારાં વીલમાંથી બાતલ કીધો."

"પણ બાવા, તમે જોતા નથી?" જેવી વીલની વાત આવી કે મેહરી જે ચૂપ બેઠેલી હતી તેને પાછી ફૂર્તિ પડી અને બોલ્યા વગર તેનાથી નહી રેહવાયું. "તે જો તમારોજ હતો તો આટલાં વર્ષ તે ક્યાં સુતો? તેણે તમારૂં નામબી નહી લીધું, તમારો ભાવબી નહી પુછયો, બાવા દુશમન મરેછ કે જીવેછ તેની જરા યાદબી નહી કીધી? ત્યારે તેવા ચંડાલને માટે શાનો પસતાવો કરવો?"

"ચૂપ રેહ! ગુનેહગાર દદા, મને બોલવ ના અને ઊંધું ના સમજાવ!" હવે તો રૂસ્તમજી મીહીરડાઇને મેહરીને ગાલ દઈ પડયા. "તેણે તો મારી ઉપર ઘણાં કાગળો લખ્યાં, ઘણા દોસ્તોને વચ્ચે નાખ્યા, પણ હુંજ નહી સમજયો. ગાંધીએ મને વિસાર્યો નહી, પણ મેં ગાંધીને વિસાર્યો. સમજી કે, દુકતી, સમજી કે? મનચેરજી સમજ્યો કે?"

"સમજ્યો, સમજ્યો, સાહેબ." મામામાં અચબૂચ થયલા આ ફેરફારથી મેહરીને તો એટલો ગુસો ઉપજ્યો કે તે ચૂપ બેઠી અને મનચેરજીએ જવાબ આપ્યો. "પણ હવે, સાહેબ, તમે કેહવા શું માગોછ? હાથે કરીને દુઃખના વખતમાં દુઃખ કાં વધારોછ?"

"વધારે નહી વાય? હજી મદઇને દુઃખ જોવાનું તે? મામા સાજાતાજાબી છે કેની તે હજી તો બીજાં બીજાંના વિચારો કરેછ! હાથે કરીને મોત માગે તે એ!"

મેહરીએ જ્યારે સમજાવ્યાથી મામા નહી સમજ્યા ત્યારે તેવણને ધમકાવીને તેવણની ધારણા ઉલટાવવાની તેણે તજવીજ કીધી. માદાં માણસો ઘણીવાર ધમકાવ્યાથી મુગાં રહી જાયછે.

"તું મુગી મરેછ કે નહી?" મામા તો સમજવાને બદલે વધારે તપી ગયા. અને તેબી હવે એવી વખતે કે જ્યારે તેવણનો અંતકાળ ઘણોજ પાસે આવ્યોછે એવું તેવણના બેસી જતા આવાજથી બોલ્લું દેખાતું હતું. "તું મુગી મર! ફરીથી જો બોલી તો જે વારસો હું તુને થોડાબી આપવા માગુંછ તેમાંથી પણ બાતલ કરીશ. જે ગાંધીના હાલ થયાછ તે તારા કરીશ. તુંને તદન આવાર નિવાર કરીશ."

"થોડો વારસો! થોડો કાં?" મેહરી મુગી રેહવાને બદલે ઘણીજ ઉસકેરાઈ આવી. તે ઘણી આકલા સ્વભાવની હતી અને છેડાઈ તો કોઈની નહી થાય એવી હતી. "તમે મને દીકરો ને દીકરી બેહુ ગણીછ. તમે મને વીલ કરી આપ્યુંછ ને તમારી દોલત બધી મારી છે. તમારી તાકાદ શું કે તમે તે ફેરવો? હું તે ફેરવવા નથી દેવાની—"

"અરે કાબા, તું કોણ થાયછ?" રૂસ્તમજી ઉડવાના ફાંફાં મારતા હોય તેમ બોલ્યા. "નિકલ મારી આગળથી, હું મારી બધી દોલત આંજથી મારા ગાંધીને આપીજાવુંછ."

"આપો, આપો! ને પછી હું કુવો પુરેછ, હું ઝેર ખાવુંછ, તમારી આગમચ હું પેલી જીહાન જાવંછ."

એટલું બોલી મેહેરબાઇએ તો રડવા અને કુટવા માડયું.

"જા! મર! કાલે મરતી હોય તો આજે મર! નહી આવે તો કોઇનું લઇને મર!" રૂસ્તમજી વધારે ઉસકેરાઈ પડયા, પણ એક બોલ બોલતા તો બેવાર દમ ખાતા. તેવણથી નહી બોલાતું હતું અને એક શબ્દ કેટલી મીનીટે બોલી રેહતા. "તમે મારૂં ખૂન કરવા આવ્યાંછ! તમે મને બોલાવી

... ...ગોછ, પણ હું
મરવાનો નથી."

...કરો ઘણી ગડબડ સાંભળીને ...ડી આવ્યા અને મનચેરજીએ જોયું ...ગડબડથી મામા મરશે તો તેને ... તેની બાયડીને માથે બદનામી આ-વશે. એમ જોઇ તેણે પોતાની બાયડીને અ-બાડા કરવાની ઈસારત કીધી અને મેહ-રબાઈ ચૂપ થઈ.

"કેમ? તમે લોક કેમ આવ્યા?" મ-નચેરજીએ ચાકરોને પાછા વાલ્યા. "શેઠ સારીપેઠે છે, જાવો પાછા."

"એ કોણ છે? કાવલો કે? પેસતન કે? મારા નિમકહલાલ નોકરો કે?" રૂસ્તમજી ડુબાસને જાણે જીવ આવ્યો હોય તેમ તેવણ પાછા ખુશી થયા. "ની જાવો, તમે બધા આંહી ઉભા રેહો, તમે બધા સાક્ષી રેહો, હું કહુંછ તે બધા જણ યાદ રાખજો. પોતાના દીકરાદીકરી કરતાં અજાણ્યા નોકરનફરો વધારે વફાદાર હોયછ."

જ્યારે મનચેરજી અને મેહરીએ જોયું કે વાત તો વધી પડી અને મામા તો વીલ ફે-રવતાં ઓર બીજા બાહારનાઓને શાક્ષી રાખવા માગેછ ત્યારે તેઓ ઘભરાયાં અને ... રૂસ્તમજી શેઠને સમજાવા પટાવા લાગ્યાં.

"બાવા, બાવા, મારા સુરખી, તમે એ ચેડાં કાહડોછ? મેહરી તો ઘેલી છે; પણ હું શું તમારો હુકમ બજાવવાને ના પાડુંછ? માફ કરો. મેહરીનો વાંક થયોછ તે માફ કરો. એ પોતે માફ માગેછ."

"ઓ હું મરૂંરે મારા બાપ! હું તમા-રીપરથી, ઓવરાઇ જાવું જો! મને માફ કરો. તમારા તો પગ ધોઇને પીજીએ તો ...ડા છે, મારા બાપ!" મેહરી પણ મા-...ને ગલે વલગી હવે ફુસલાવા પડી.

"સુરખી સાહેબ, આવે વખતે બાંહા-...ડસી આગળ હોય!" મનચેરજી સમજાવા લાગ્યા. "અમસથી ફજેતી! ચા-કરોને દૂર કરો, સાહેબ."

"હું કહું તેમ કરશો?" મામાએ શર-ત કીધી.

"તમારા હુકમને તાબે છીયે, સાહેબ." માટી બૈયર બેહુ બોલ્યાં.

"જ્યારે! કાવલા, પેસ્તન, તમે બધા પાછા જાવો!" રૂસ્તમજી શેઠે પીગલી જઈ ચાકરોને પાછા વાલ્યા અને પછી બોલ્યા. "હું કહુંછ તેમ લખજો હં! ચાલ, મન-ચેરજી, લખવાં બેસ."

"પણ બાવા મને માફ કરો તો પુરી માફ કરજો, મને વારસામાંથી છેક બાતલ ના કરેતા." હવે મેહરીએ પગે પડીને માગી લીધું.

"નહી કરૂં, નહી કરૂં. તું મારો બાપ થઇને માગે તો કાંઈ નહી આપું પણ દી-કરી થઇને માગે તો બધું આપું." રૂસ્ત-મજી મરતાં મરતાં એટલા ઠેકાણે આવ્યા કે તેવણના નબલા અને ઊચકાય નહી એવા હાથ મેહરીએ પોતાના ગળાંને લ-પેટીઆ તે લપેટવા દીધા.

વાંચનાર, આ કેવી મારામારી!

કેવોગંભીર વખત! મોતનો કેવો ની-તિવાન, અસરકારક, ચાનાક આપનારો વ-ખત! તે વખતે આ કેવી મારામારી!

પૈસાની મારામારી એવીજ હોયછે. પૈસાની દુનિયામાં લૂટ માત્ર ચાલેછે. લૂટ મોતના બિછાણા આગળ, લૂટ ઇનિસાફના ધર્માસન આગળ, લૂટ ધર્મના કેબલા આગળ!

કેટલાં ઘેરામાં મોતની ગંભીર ઘડીએ આવી મારામારી ચાલેછે! બલ્યા એવા પૈસા! બલ્યાં તેમનાં જીવતર!

એવા પૈસાદાર કરતાં મરવા સુતેલો એક ગરીબ કેવો વધારે સુખી છે! કેવી શાંતિ-માં તે મરેછે!

---

## નવું વીલ.

"જો મેહરી હું એવું વીલ કરી જાવુંછ કે મારી અડધી દોલત તુંને મળે ને અડધી દોલત મારા ગાંધીને મળે. બેહુને સરખે ભાગે આપુંછ."

મેહરીએ મોહડું કરમાવ્યું, પણ મ[illegible] એ ઈસારત કીધી કે કશો વાંધો લેવો નહી, નહીતો કે હાથમાંથી એટલું પણ જતું રેહશે.

"કાં? તુંને ગમતું નથી? મેહરી, બોલતી કાં નથી" તેનો જવાબ નહી સાંભળવાથી મામાએ પુછયું. "હા, હા. તુને તો નહીજ ગમશે; પણ દીકરી, મારે તો સરખો ઈનસાફ કરવો જોઈયે, મારે તો મારી ફરજ બજાવવી જોઈયે. તેને થયલા ગેરઈનસાફનો મારે તો અડધા ભાગ કરતાં વધારે બદલો આપવો જોઈયે—"

"નહી નહી, અડધું તો અડધું, તમે અડધો ભાગ કહોછ તેમ હું કબૂલ છું." મેહરીએ જોયું કે તેની દોલતમાં ભાગ લેનારને મામા તો "વધારે" આપવાનું મન કરેછે ત્યારે તે વચમાં બોલી ઉઠી.

"સાહેબ, ગાંધીને તમે તેડાવા ચાહોછ?" મનચેરજીએ પુછયું. "કહો તો કાગળ લખું?"

મનચેરજી મોટાભાઈએ મામાની ધારણા ઉડાવાને આ એક નવું લાકડું વચમાં આણ્યું. જો મામા ગાંધીને બોલાવા કબૂલ થાય તો તે એટલો દૂર પડેલો છે કે તેને આવતાં દહાડા લાગે અને તેટલામાં જો મામા ઢગી જાય તો પછી વીલ ફેરવવાનું અને તેમાં ગાંધીનો ભાગ પાડવાનું રહી જાય.

"હા. હા. બાવા, ગાંધીને અંહીજ તેડાવો. તેને તમે જેટલો ચાહોછ તો મળો તો સારૂં." મેહરૂએ પણ પોતાના વરની બીનહાંસલની સુચનાને ટેકો આપ્યો.

"હા, હું તેને બોલાવું તો સારૂં" મામાએ પણ જરા મન કીધું. "તે આવે તો કેવું સારૂં કે મેં તેને હીણ્યો, કહાડી મેલ્યો, તેના લગ્ન વખ્તે તેને કડુવા દીધી, પડીને શ્રાપ દીધા, તેનાં બચ્ચાંને દીધી તે બધાંને માટે પસતાવો કરી માફ માગીને મરૂં."

"હમણા હું કાગળ લખુંછ ને કાલે તો તે આવી પુગશે." મનચેરજીએ ભલાં દિલથી ખાત્રેરા બતાવી.

"હા, હા. સાથે હું પણ મારા બે દસખત હુમેરીને, પગે લાગીને, ગાંધીને તેડવાની અરજ કરૂં." મેહરીએ પણ ચાહ્યું, કેવા પ્યારથી તે તો તેનું દીલજ જાણેછે.

"હવે તે ક્યારે આવશે? ને હું ક્યારે વીલ ફેરવશ?" મામા તો હજી નહી મનાયા. "નહી, નહી. પેહલાં મને મારૂં સુભ્યું કરવા દેવો. એ આવે ત્યાંવેર હું જીવવાનો નથી."

"એવારૂં બાવા તમોને કાંઈ નથી! તમે ના ફિકર કરો." તેની વાત ઉડાવાના મેહરીએ એક છેલાં ફાંફાં માર્યાં.

"કોણ જાણે? જીવું કે નહી? હવે તો બસ મેં ઠરાવ કીધોછ. મનચેરજી, ચાલ બેસી જા લખવા." એમ કહીને એકાએક રૂસતમજીએ ડાકું નાખી દીધું તથા પુછયું "એ મને શું થયું? ઓરડામાં અંધારૂં કેમ થઈ ગયું?"

અંધારૂં કાંઈ નહી હતું. મનચેરજી અને મેહરી તેના બિછાણા ઉપર પડયાં.

"લખ્યું કે?" મામાએ મરતાં મરત પુછયું "મેં કહ્યું તેમ લખ્યું કે?"

"બાવાજી, તમે શું લખાવોછ? હજુ કહ્યું નથી."

"નહી? પણ મેં કહ્યુંની? મારૂં જે તેમાં અડધું તારૂં ને અડધું ગાંધીનું."

"આખું વીલ લખતાં ઘણીવાર લાગશે"

"હા, હા. વાર લાગશે. પણ કાગળ ટપકાવીછ તે ટપકાવી લે, ને પછી કાગળપર હું સહી કરીશ. બેસો જા લ-

મારી આંખે અંધારાં આવેછ. જો સાંભળો બેહુ જણાં. મનચેરજી અને મેહરી, હું તમોને બેહુને સોગંદ આપી હુકમ કરૂંછ કે મારી દોલત તમે બંનેએ ગુમાસતાના ગાંધી સાથે સરખે ભાગે વેહચી લેવી. તેનો અડધો ભાગ પુરેપુરો આપજો, અડધીએ અડધી ચુકવી આપજો હો! સમજ્યાં કે? આપશો કે, મનચેરજી?

"હાજી. આપીશ."

"ચાલ, લખવા બેસી જા."

"જો ભૂલતાં ના. મારી અજલનો હમણા જે વખત આવ્યોછ, તેજ તમારો વખત આવે ત્યારે જો તમે સુખી થઇને મરવાના હોવ તો આ મારો હુકમ તોડતાં ના! યાદ રાખજો!"

"હાજી, વારૂજી."

"હાજી હું લખુંછ, લખાવો." મનચેરજી એક કાગળ લઈ બેસતાં બોલ્યો. અને રૂસ્તમજી શેઠે લડડતી જીભે ભાગા ટુટા બોલોમાં લખાવ્યું.

"હું, હેઠલ સહી કરનાર રૂસ્તમજી આદરજી દુબાશ, તે મુંબઇનો રેહવાસી, લખી જાવુંછ કે મેં મારા વ્હાલા ભાણેજ ગાંધીભાઈ ગુમાસતાને ગેરઇનસાફ કીધો તેને માટે ઘણો પસતાવુંછ અને તેના સેજ બદલામાં હું મરતી વખતે જે કાંઈ દોલત મુકી જાવું તેનો અડધો ભાગ મારા એ દીકરાને વારસામાં આપવાનું આ મારૂં છેલું વશીહત કરી જાવુંછ. હું હુકમ કરૂંછ કે મારા મુવાબાદ મારૂં જે કાંઈ છે તેમાંથી મારા ચાકરોને માટે મેં જે કાંઈ કાહાડયુંછ તે ઉપરાંત બાકીના સર્વમાંથી મારા ભાણેજ ગાંધીએ અને મારી ભાણેજ મેહરીએ સરખા ભાગ કરીને વેંહચી લેવું."

આમ લખાવીને પછી રૂસ્તમજી બોલ્યા. "બસ. એટલુંજ. એટલુંજ કેની મનચેરજી? કે કાંઈ બીજું લખવાનું છે?"

"બસજી. બરાબર છે."

એટલું થોડુંજ હતું, તે જેમ લ... વાંચતાં વાર લાગી નહી, પણ મ... વાંચતો હતો તેટલામાં રૂસ્તમજી... ખેંચાવા લાગ્યા અને દસતાવેજ... સુધીમાં મામાની આંખ્યો મિ...

ખબર નહી પડી કે તેવણ ... કે ઊંઘતા હતા. આજની ગડબડ... ણને થાક ઘણીજ ચહડી હતી અને તદન લોથપોથ થયા હતા.

મનચેરજી મોટાભાઇએ બિછાણા... પડી તેવણને જરા હલાવી જોયા અ... સ્તમજી પાછા કાંઈ સ્વપનામાંથી ભ... ઉઠયા હોય તેમ સેજસાજ હોશ્યારીમાં આ... હજી તેવણના મનમાં તેજ વિચાર ભ... કરતો હતો અને આગલું સઘલું ભૂલી જ... તેવણ બોલ્યા.

"નહી, નહી, મારા દીકરાને ગેરઇનસા... કરીને હું મરીશ નહી. મંચુ, તારી બા... ડીને મારી બધી દોલત ઉપર કશો હ... નથી. હું અડધી દોલત ગાંધીને આપી જ... ઇશ ને અડધી મેહરીને. ચાલ દીકરા, લખવા બેસ."

"તમે લખાવ્યું તે શું બાવા? ...રહ્યું! કાગળ આપી મનચેરજી બોલ્યો.

"લખાવ્યું? કયારે? કયાં છે? મને ખાતું કેમ નથી? અંધારૂં ભીત! મેહરી, દીવો મંગાવની."

"દીવાની શું જરૂર? ઉજરડું ભમર પડ્યું, બાવા." મેહરી તેના હાથમાં કાગળ આપીને બોલી "આ શું કાગળ? લેરાની."

"આ કે? પણ જરા બારી તો ઊઘડાવો. મને કાંઈ દીસતું નથી."

બારીઓ બધી ઊઘાડી હતી તોપણ શેઠને રાજી રાખવા મનચેરજીએ મેહરીને બારી ઊઘાડવા મોકલી.

"ચાલો, હવે જોજે હં. મેં કહ્યુંછ તેમ ચાલજો હં." રૂસ્તમજી શેઠ જાણે ઘણા રાજી થયા હોય તેમ બોલ્યા.

ાે મારા ગાંધીને રડાવ
નના પસા ફળતા નથી હં! યાદ
કોઇને લુટીને આપણે દોલત મે-
દોલતને શ્રાપ લાગેછ, કડુવા લા-
તપાસજો. મારા ગાંધીને બરા-
.વા આપજો અને તમો તેને મળો
ારી તરફથી માફ માગજો. મારો
। જાહેર કરજો, મારો પ્યાર અને દુવા
અને કેહેજો. કે દીકરા——"

ામ બોલતાં એકવાર ફરી રૂસ્તમજી
ચૂપ થઇ ગયા. તેવણનો ડીબો ભરાઈ
ઓ અને તેવણ રડી પડયા. પણ તે-
માં તેવણની આંખો પાછી ખેંચાઇ
ને તેવણનો સ્વાસ બંધ થતો હોય એમ
ાગ્યું. પણ વળી પાછો તેવણમાં જીવ આ-
ાતો ગયો.

"મેહરી ક્યાં છે?"

"આંહી તમારી પાસે છું, બાવા."

"મને તારો હાથ આપ." તેનો હાથ
લઇ તેવણે ફરમાવ્યું. "મારૂં એક કામ
કરશે? તું ગાંધીની બૈરીને મળે ત્યારે—
પણ પેલાં કાગળપર મેં ાહી કીધી કે?"
અગાઉ ન યાદ કરીને પુછ્યું.

'નહીજી, નથી કીધી. હમણા કરોછ?"

"હા લાવો." મનચેરજીએ કાગળ લાવી
આપ્યું તે મામાથી હાથમાં ધરાયું નહી.
"પણ હું ક્યાં સહી કરૂં? મને દીસતું નથી.
રાત પડી ને તમે લોક હજી દીવા નથી ક-
રતાં. મેહરી, જા દીવા મગાવ. જો તું મારા
ગાંધીની બૈરીને ઓળખેછ કે? તેહે તું મળે
આગળ લાવની. મનચેરજી, :

જોકે ખરી બપોર હતી, જોકે ત-
મામ પ્રકાશિત અજવાળું હતું તોપણ મેહ-
રી દીવા લેવા ગઈ.

તે પાછી આવી ત્યારે તેના મામા બિ-
છાણાંમાં પડેલા હતા. ઓંહોંસ કરીને બે-
સવા જતાં તેવણ ઝીમાઈ ગયા. તેવણની
છાતી બંધ થયલી હતી અને તેવણને ઘર-
ટલો ચાલુ થયો હતો.

"કાગળપર સહી કીધી કે?" મેહરીએ
પોતાના વરને હલુવે પુછ્યું.

"નથી કીધી. કાગળ પેલું એમનું એમ
પડયુછ." મનચેરજી તે પડેલું દેખાડી બોલ્યો.

મેહરીએ તે કાગળ ઝટ ઊંચકી લીધું—
કોઇ આવી જાય, કોઈ જોય તે અગાઉ ઊં-
ચકી લીધું. અને તપાસીને ઘડી વાલી પો-
તાના બદીયાનના ગજવામાં પોતાના સો-
નાના ઘડીયાળની તલે દાબીને મુક્યું.

રૂસ્તમજી દુબારાની આ છેલી ઊંઘ હતી.
એ ઊંઘમાંથી તેવણ ફરી જાગ્યા નહી. ઘ-
રટલો વધતો ગયો અને તે પછી અડધા
કલાકમાં તેવણે પોતાનું પાક રૂહ પોતાના
પેદા કરનારને સ્વાધીન કીધું.

તેવણ પેલું કાગળ સહી કીધા વગર
મુવા. પોતાની ઉમેદ પોતાની સાથે લેતા
ગયા. તેવણનું છેલું વશીહત રહીજ ગયું.
આપણા ગરીબ ગાંધીને અને તેની બાયડી
ગુલી ગરીબને માટે ધારેલી દોલત આપ-
વાનો લેખ પોતાની સહીશાખથી નકી કીધા
વગર તેવણ ગુજર્યા.

---

## પ્રકરણ ૧૭ મું.

## મુંબઈ.

જ્યારે ગાંધીના મામા મુંબઇમાં મરવા-
ની તૈયારી કરતા હતા ત્યારે ગાંધી પોતે
મુંબઇમાં જીવવાની તૈયારી કરતો હતો.

તે હજી અમદાવાદમાંજ રેહેતો હતો.
મામાનું મોત તેણે કેટલેક દહાડે અમદા-
વાદમાં સાંભળ્યું હતું અને તે જાણીને દલગીર

..  .આઉનો હતો. બલકે જ્યારે ઘણી મુદત સુધી ગાંધી પોતાના મામા વિષે કાંઈ નહી સાંભળતો ત્યારે ઘણીવખત તે તેવણને મરણ પામેલા સમજતો હતો. એ પ્રમાણે ગાંધીને મનથી ગાંધીના મામા વખતે વખત મરણ પામી ચુક્યા હતા, માટે જ્યારે તેવણ ખરેખર મરણ પામ્યા ત્યારે ગાંધીને ઝાઝી અચરતી લાગી નહી તો જોકે ગાંધીને તેથી પોતાના આગલાં સુખની યાદમાં ઘણું દુઃખ ઉપજ્યું ખરૂં.

રૂસતમજી મામાએ વીલ ફેરવ્યું હતું, ગાંધીને યાદ કીધો હતો, બરાબર બોલ્યે તો તેના મામાએ વીલ ફેરવવા ચાહ્યું પણ તેવણ તે ફેરવવા પામ્યા નહી હતા. તેવણ એક લેખ લખાવી ગયા પણ તે ઉપર સહી કર્યા વગર તેવણે પ્રાણ મેલ્યો. પણ સહી કીધી હોત તોબી શું? સહી કીધા છતાં મનચેરજી અને મેહરી સિવાય તે બીજું કોણ જાણત? તે લેખ મનચેરજી તથા મેહરી ચાહે તો દાબી રાખે અથવા ફાડી નાખે તો તેમ કરવાને પણ તેઓ મુખત્યાર હતાં.

પણ એ સઘલું ગાંધી બિચારો શું જાણે? જોકે તેના નામ ઉપર દોલત લખાઇછે તોપણ તે પોતાને હજી દ્રવ્યહિણજ સમજેછે. જોકે તે માતબર થયોછે પણ તે તો પોતાને ગરીબનો ગરીબજ જુવેછે. અને હવે માંદગીને લીધે અડધા પગાર ઉ.ર નોકરી છોડી જવા તથા સેવટે તે નોકરી તદનજ છોડી જવાની વધતી ગરીબાઈ તે પોતાના ભવિષ્યમાં જુવેછે. ગુલીની હઠીલી પણ વાજબી હુજત આગળ તેનું શું ચાલે? ચોમાસું બેઠા આગમચ અમદાવાદ છોડી મુંબઈ જવાનો ઠરાવ અમલમાં આણવાની ગુલીએ તેને ફરજ પાડી.

પણ મુંબઈ જઇને રેહવું ક્યાં? મુંબઈનું મોઘું ઘરભાડું કેમ પાલવશે? દુર બેસીને એ સઘલું કામ નકી થાય નહિ. ગુલીએ ચાહ્યું કે "હું પોતે મુંબઈ જઇને લાયક જવાની છાતી ચલાવવ. જાણી હતી તો ધાસ્તી શી હતી?" ધીએ તેને જવા દીધી નહી. કોઈ લાયક ઠેકાણાની શોધ કરવા ગયો. તેનાં જવાથી એક સ્ત્રી. પુરૂષથી પરપુછ અને ખોળ તથા તેટ જરૂરની રખડ વધારે થઇ શકે.

જે વખતે રૂસતમજી દુબારા [illegible] ગાંધીને યાદ કરવા પડેલા હતા અને વખતે તેને નામનું તેવણ વીલ કરતા હ[illegible] તેજ વખત ઉપર ગાંધી મુંબઇમાં આવેલ હતો! જે વખતે તે તો ક્યાં દુર પડેલો છે, એવા ખ્યાલથી મનચેરજી મોટાભાઇએ, ફક્ત રૂસ્તમજી શેઠનું નવું વીલ મુલતવી રાખવાના છુપા હેતુથી, ગાંધીને તેડાવી મંગાવાંની નામની ભલાઈ લેવા માગી હતી તેજ વખતે ગાધી તો મુંબઈમાં હતો!

તેજ વખતે જો મામા ભાણેજ ચાહાત તો એકેકને મળી શકત એવું હતું. જો તેઓ મળ્યા હોત તો ગાંધીની દિશાજ ફરી ગઈ હોત, તેની જીંદગીમાં એક નવો સફો ઊઘડયો હોત, બિચારી ગુલીની અને તેનાં બચ્ચાંની સૂરતજ બદલાઈ ગઈ હોત. [illegible] ગાંધી મુંબઈમાં જે બેજ દિવસ રહ્યો તેટલામાં તેણે પોતાના મામાના ઘેરની જરા યાદ પણ કીધી નહી. ત્યાં જે વિચારો ફરી ગયા હતા તેની તેને ખબર નહી હતી અને ખબર નહી હતી માટે તેના માતબર મામાના ઘેરમાં કોઈ પણ તેને ચાહશે યા ચાહ ભર્યો આવકાર દેશે એવી તેને વકી નહી હતી.

મુંબઇમાં ગાંધીનાં સગાંવ્હાલાં તો એકલાં એજ હતાં, પણ તેઓ દુર પડેલાં હતાં. મનચેરજી મોટાભાઈ તો તેને બરાબર ઓળખતોજ નહી હતો, તેની મસીઆઈ બેહન મેહરી તેને લગભગ ભુલી ગઈ હતી. મામા મજગામ રેહતા હતા, મનચેરજી અને મેહરી મેહમ રેહતાં હતાં, ત્યારે ગાં[illegible]ના છેક

ઘ નાનુ ... ચેરજી

...થ... તેના એક ભાગની બીજા ...ખબર નહી પડ એટલા તેઓ ...જાથી અલગ પડેલાછે. ગાંધી આવ્યો ...ગયો તેથી તેનાં આ સગાં વ્હાલાંઓ ...અજાણ્યાં હતાં.

...ધરમશાળામાં થોડાક પારસીઓ ઉતરેલા ...રાઓ પણ ઘણાખરા ગાંધીના જેટ... મુંબઈથી અજાણ્યા ઉતારૂ હતા. તો... ણ આ ઠેકાણેથી ગાંધીને ભાલ મળી કે જો સારી ને સસ્તી જગ્યા શોધવી હોય તો તેણે મેહેમ અને દાદર તરફ તલાશ કરવી. આ સલાહ મુજબ ગાંધી મુંબઈમાં રહ્યો તે બેહુ દહાડા મેહમ અને દાદર તરફની રખડમાં ગયા અને તે પણ એક કારણ હતું કે જેથી તે પોતાના મામા વિષે પરપુછ કરવાને ફુરસદ પામ્યો નહી.

તેની મોટી ઉમેદ લાયક રેહઠાણ શોધી કાહાડવાની હતી. દાદરથી મેહમ જવાના રસતા ઉપર એક નાનો બંગલો એક નાના બાગ સાથનો મહીને દહાડે ૨૪૦ ના ભાડામાં મળ્યો તે ગાંધીએ નકી કીધો. શેઠ હોરમજશાહ નામના એક આબરૂદાર ગૃહસ્થનો તે બંગલો હતો. સારાં ભાગ્યે તે શેઠની મીલકતનો કારભારી પણ તેજ વખતે ત્યાં હાજર હતો. તે કારભારી એક વકીલનો માણસ હતો જેની સાથે આવતા મહિનાની ૧ લી તારીખથી બંગલો લખાવી લીધો.

બંગલો લખાવી લેવાનું માત્ર એક સાધારણ છાપેલું લખત હતું. તે લખતની છાપેલી નકલોજ કહી આપતી હતી કે શેઠ હોરમજશાહ, જેનો આ બંગલો હતો, તેની બીજી ઘણી મીલકત હતી. કેમકે ભાડાંના લખત ઉપર, મીલકતના ઠેકાણાંની જગ્યા હાથે પુરવાની હતી. લખત શેઠ હોરમજશાહને નામનું હતું. કારભારીએ ગાંધી પાસેથી લખાવી લીધું પણ ગાંધીને સામો લેખ આપ્યો નહી. વકીલના માણસે કહ્યું કે સામો લેખ લખી આપવાનો ધારો નથી.

હોરમજશાહ શેઠને નામનું ... એટલે તેનો આ વકીલ કોણ છે અને કારભારી કોણ છે તે પણ જાણવાની ગાંધીએ તલાશ કીધી નહી. રાત પડેલી હતી, ત્રેનનો ટાઈમ થઈ ગયો હતો, માટે ઘેરધણી અને તેના કારભારી વિષે વધુ તલાશ રેહવા આવતાં સુધી મુલતવી રાખી ગાંધી ઝટ સ્ટેશન ઉપર દોડયો અને બીજેજ દહાડે અમદાવાદની ત્રેનમાં ચહડી બેઠો.

જે દહાડે ગાંધી અમદાવાદ ગયો તેજ દહાડે તેના મામા આ દુનિયાં છોડી ગયા. ગાંધી સહવારની ગાડીમાં ગયો અને રૂસ્તમજી દુબાશે બપોરના પ્રાણ મેલ્યો. બીજી સહવારે તો ગાંધીએ પોતાને માટે મેળવેલાં ઘેરની સઘલી હકિકત કહી ગુલીને ખુશી કીધી. "ભાડું ૧ લી તારીખથી ચાલશે, ગુલી" ગાંધીએ કહ્યું, "તને હજી વીસ દહાડાની વાર છે, માટે તું જેટલી તૈયારી કરવા માંગશે તેટલી ધીરેધીરે કરી શકશે."

રૂસતમજી શેઠના મરણની આગમચની રાત્રે મુંબઈમાં વરસાદ હતો તે તો વાંચનાર જાણેછે. એ વરસાદ કવખતનો હતો. મેએ મહિનામાં આ વરસાદ પડયો હતો. તા. ૩૧ મીએ ગાંધી અને ગુલી પોતાનાં કુટુંબ સાથ મુંબઈ આવ્યાં તેટલાંમાં તો ગોયા ચોમાસું બેઠું હતું. આ વખતે વરસાદ સરેસતા કરતાં વેહલો આવ્યો હતો. એમ કોઈવાર થાયછે. બુઢાં લોકો કહેછે કે આગળ તો મુંબઈમાં આવાંયા આદર મહિનાથી ચોમાસું બેસતું હતું.

આગમચની ગોઠવણ પ્રમાણે ગાંધી અગતજોગ સામાન લઈ એક દહાડો વેહલો આવ્યો હતો. મુખ્ય સામાન જે આગમચથી લાવવો જોઈયે તે કપડાંની પેટીઓ, રાંધવાનાં વાસણોનો એક કોથલો અને બિછાનાઓનાં ગાંસડા હતા. પણ તેની સાથે ઘેર ચલાવવા માટે જોઈતી "અણીથી તે ... સુધી" ના પરચુટણ માલની એક ટીપ ગુલીએ આગ મચથી કરીને તેમાંનો જેટલો માલ ગાંધીએ સાથે

તેનાં બચ્ચાં પણ

માટે જ્યારે તેઓ પોતા-

ામાં એકઠાં થયાં ત્યારે જાણે

સઘળાં ખાલી થયાં હોય તેમ

ના લુછી નાખીને ફક્ત દલગીર ચે-

ર સઘળાં માને વળગીને બેઠેલાં હતાં.

"મારાં બચ્ચાંઓ, હું તમોને કાંઈ કેહ-વા માગુંછ" ગુલી તેમને પોતાના પાસામાં ચાંપીને બોલી "આપણા ખરાબ દહાડા જવા પછી બોલું તેના કરતાં અગાઉથીજ તમોને કહી મૂકું તે ભલું. તમો બચ્ચાં છો તોપણ તમો સમજોછ કે આપણો વખત ઘણો ખરાબ આવ્યોછ."

"બાવા મરી ગયા તેથી કે માય?" નાની પિરોજાએ સાદાઈમાં પુછયું.

"હા, બાવા ગયા" ગુલી પોતાનો ભ-ાઈ આવેલો દીલ દાબીને બોલી "તેથી આપણું શું થયું ને શું થશે તે તમોને સમજતાં હજી ઘણો વખત લાગશે, પણ હું તે બધું જોવુંછ અને તેથી આપણાં આવતાં દુઃખો ખમવા સારૂ હું તમોને તૈયાર કરવા માગુંછ."

છોકરાં કશું વચે બોલ્યાં નહી. તેઓ હેબલીને ચૂપ બેસી રહ્યાં. ગુલી આ વખતે વિધવા દાખલની પોતાની કાલી સાડી અને ચિતલ વગરના પોતાના બોડા હાથ વચે પોતે હતી તે કરતાં જુવાન દીસતી હતી. બચ્ચાંઓએ બુઢાં બૈરાંઓને આ હાલતમાં ઘણાં દીઠાં હતાં, પણ આવી એક કોમળ, સુંદર, જુવાન વિધવા તેઓએ પોતાની માનેજ પેહલવેહલી જોવાથી તે દેખાવની નવાઈજ તે બાળકોને ચૂપ રાખનારી ગંભીરાઈનું એક કારણ હતું.

"મારાં બચ્ચાંઓ, હું જ્યારે વિચાર કરૂંછ કે આપણું શું થશે ત્યારે હું ગુચવાડામાં તદન બેભાણ થઈ જાવુંછ." ગુલી ગમભીર ચેહરે બોલી. "આપણી પાસે કાંઈ પૈસા નથી, આપણને કોઈ આપનાર કે ધીરનાર નહી, આ બોહલી દુનિયામાં પછી કોઈ રહ્યું નથી."

અંહી ગુલીની આંખો પાછ. માંડી, પણ તે ઝટ લુછીને તે પા. પાડી ફરીને બોલી. "જુવોની, રેહવાનું એક ઝુપડું મળી શકે તે ગીનાં બીજાં ફાંફાં કદાચ આપણે શકીએ. તેબી ફાંફાંજ અને વળી ક જ. આપણને કદાચ ખાવાનું નહી શે. આપણુ તાહડ થયરીશું અથવ. આપણી આંતરડી ચેઠવાઈ જશે, તેબી એક બે દહાડા નહી પણ મુ.ત સુધી. ખચીત ગરીબાઈ યંત લાચારીના દાંત આપણ ખશે, પણ તે સઘળું આપણને સે. ડશે. આ ઘેરમાં વઠીક . પણાથી એમ નથી. કદાચ અંહીથી આપણને કાહાડવામાં આ.વશે. એકુ બે અઠવાડિયા માંજ આપણાં હાંલ્લાં રખડશે."

"તેમ કાં માતા?" રૂસ્તમ જે સર્વ કરતાં વધુ ધ્યાનથી સાંભળતો હતો તેણે પુછયું.

"આપણું ભાડું ચહડી ગયુંછ અને તે ભરવાની મારામાં શક્તિ નથી." ગુલી નિરાશ થઈ બોલી. "મેં તમારા મામા ફળી ઉપર રંગુન કાગળ લખ્યુંછ, તેનો જવાબ છ મહીને મળે તો બાયગ. જીવી સુચના કરેછ કે આપણે પેટામાં ભાડુત રાખીને એજ ઘેરમાં રેહવું જોઈયે, કે તેમ થાય તો રેહવાનું ઠેકાણું મળે ને પછી આપણે આપણા પેટનું કાંઈ કરીશું."

"ને નહી તો કે શું, માય, આપણ ભુખ્યાં મરીશું?"

"હા. કદાચ તેમબી થાય, જોકે દાદાર એક ફકીરને પણ છેક ભુખે મરવા દેતો નથી. આપણુ કદાચ ભુખે નહી મરીએ પણ ફકીર પેઠે ભીખારી થઈ જઈયે એ બને એવું છે. જ્યાંસુધી આપણી પાસે કાંઈ પણ મેલવેલું હશે ત્યાંસુધી આપણે વેચી સાટીને પેટ ભરીશું. દીકરા રૂસ્તમ, મને કેહતાં દુઃખ ઉપજેછ, પણ કેહવા.ે

...નાં બચ્ચાં પણ
માટે જ્યારે તેઓ પોતા-
...માં એકઠાં થયાં ત્યારે જાણે
સઘળાં ખાલી થયાં હોય તેમ
...ના લુછી નાખીને ફક્ત દલગીર ચે-
...રે સઘળાં માને વળગીને બેઠેલાં હતાં.

"મારાં બચ્ચાંઓ, હું તમોને કાંઈ કેહવા માગુંછ" ગુલી તેમને પોતાના પાસામાં ચાંપીને બોલી "આપણા ખરાબ દહાડા જવા પછી બોલું તેના કરતાં અગાઉથીજ તમોને કહી મૂકું તે ભલું. તમો બચ્ચાં છો તોપણ તમો સમજોછ કે આપણો વખત ઘણો ખરાબ આવ્યોછ."

"બાવા મરી ગયા તેથી કે માય?" નાની પિરોજાએ સાદાઈમાં પુછયું.

"હા, બાવા ગયા" ગુલી પોતાનો ભ...ઈ આવેલો દીબો દાબીને બોલી "તેથી આપણું શું થયું ને શું થશે તે તમોને સમજતાં હજી ઘણો વખત લાગશે, પણ હું તે બધું જોવુંછ અને તેથી આપણાં આવતાં દુઃખો ખમવા સારૂ હું તમોને તૈયાર કરવા માગુંછ."

છોકરાં કશું વચે બોલ્યાં નહી. તેઓ હેબતીને ચૂપ બેસી રહ્યાં. ગુલી આ વખતે વિધવા દાખલની પોતાની કાલી સાડી અને ચિતલ વગરના પોતાના બોડા હાથ વચે પોતે હતી તે કરતાં જુવાન દાસતી હતી. બચ્ચાંઓએ બુઢાં બૈરાંઓને આ હાલતમાં ઘણાં દીઠાં હતાં, પણ આવી એક કોમળ, સુંદર, જુવાન વિધવા તેઓએ પોતાની માનેજ પેહલવેહલી જોવાથી તે દેખાવની નવાઈજ તે બાળકોને ચૂપ રાખનારી ગંભીરાઈનું એક કારણ હતું.

"મારાં બચ્ચાંઓ, હું જ્યારે વિચાર કરૂંછ કે આપણું શું થશે ત્યારે હું ગુચવાડામાં તદન બેભાણ થઈ જાવુંછ." ગુલી ગમભીર ચેહરે બોલી. "આપણી પાસે કાંઈ પૈસા નથી, આપણને કોઈ આપનાર કે ધીરનાર નથી, આ બોહલી દુનિયામાં પછી કોઈ રહ્યું નથી."

અંહી ગુલીની આંખો પાછ... માંડી, પણ તે ઝટ લુછીને તે પા... બાડી કરીને બોલી. "જુવાની, ... રેહવાનું એક ઝુપડું મળી શકે તે... ગીનાં બીજાં ફાંફાં કદાચ આપણે... શકીએ. તેથી ફાંફાંજ અને વળી ક... જ. આપણને કદાચ ખાવાનું નહી ... શે. આપણુ તાહડે થથરીશું અથવ... આપણી આંતરડી ચેઠવાઈ જશે, ... તેથી એક બે દહાડા નહી પણ ... મુદત સુધી. બચીત ગરીબાઈ ... યંત લાચારીના દાંત આપણ... બશે, પણ તે સઘળું આપણને સો... ડશે. આ ઘેરમાં વઠીક ... આપણાથી ... એમ નથી. કદાચ અંહીથી આપણને કાહાડવામાં આવશે. એકુ બે અઠવા... માંજ આપણાં હાંલ્લાં રખડશે."

"તેમ કાં માતા?" રૂસતમ જે સર્વ કરત વધુ ધ્યાનથી સાંભળતો હતો તેણે પુછયું.

"આપણું ભાડું ચહડી ગયુંછ અને તે ભરવાની મારામાં શક્તિ નથી." ગુલી નિરાશ થઈ બોલી. "મેં તમારા મામા ફળી ઉપર રંગુન કાગળ લખ્યુંછ, તેનો જવાબ છ મહીને મળે તો બાયગ. જીવી સુચના કરેછ કે આપણે પેટમાં બાકુત રાખીને એજ ઘેરમાં રેહવું જોઇયે, કે તેમ થાય તો રેહવાનું ઠેકાણું મળે ને પછી આપણે આપણા પેટનું કાંઈ કરીશું."

"ને નહી તો કે શું, માય, આપણુ ભુખાં મરીશું?"

"હા. કદાચ તેમબી થાય, જોકે દાદાર એક ફકીરને પણ છેક ભુખે મરવા દેતો નથી. આપણુ કદાચ ભુખે નહી મરીએ પણ ફકીર પેઠે ભીખારી થઇ જઇયે એ બને એવું છે. જ્યાંસુધી આપણી પાસે કાંઈ પણ મેલવલું હશે ત્યાંસુધી આપણે વેચી સાટીને પેટ ભરીશું. દીકરા રૂસતમ, મને કેહતાં દુઃખ ઉપજેછ, પણ કેહવા...